# ખ્વાબ ઔર તા'બીર

## યા'ની

# સ્વપ્ન અને તા'બીર

خواب اور تعبیر


પ્રકાશક

નુરાની કુતુબખાના

મુ.પો. છાપી, જિ. બનાસકાંઠા, પીન - ૩૮૫૨૧૦

ફોન નં. : (૦૨૭૩૯) ૨૭૦૧૧૨

"અલ્લમલ ઈન્સાન માલમ યઅલમ." (કુરઆનુલ હકીમ)
માણસને તે વાતો શીખવી જે તે જાણતો ન હતો.

## ખ્વાબ અને તાબીર
## એટલે
# સ્વપ્ન અને તાબીર

તાબીર વિભાગના ઇમામ અલ્લામા મોહંમદ ઇબ્ને સીરીન (રહ.)ની પ્રખ્યાત કિતાબ "તાબીરૂર્રૂયા"નો અસલી ઉર્દૂ-ભાષાંતર પરથી ગુજરાતીમાં અનુવાદ કે જેમાં સ્વપ્ન અને તાબીરના સિદ્ધાંતો અને નિયમો અને દરેક જાતના સ્વપ્નોની તાબીર અને તેને લગતા રસપ્રદ કિસ્સાઓ અને વાર્તાઓ શામેલ છે.

લેખકઃ- **અલ્લામા મોહંમદ ઇબ્ને સીરીન (રહ.)**

અનુવાદક

**(મોલવી) સુલેમાન મજાહરી સાહેબ**

પ્રકાશક

**મૌલાના સુલેમાન મજાહરી સાહેબ**

**નુરાની કુતુબખાના**

મુ : છાપી.

જિ : બના (ઉ. ગુજરાત)



મુદ્રક : બેલા ટાઈપ સેટિંગ વર્કસ, ઘીકાંટા રોડ, અમદાવાદ—૧.

# બે બોલ

તાબીરનામા–ખ્વાબ અર્થાત્ સ્વપ્નફળ અથવા સ્વપ્નની તાબીર, સુવિખ્યાત તાબીરવેત્તા અલ્લામહ મોહંમદ ઈબ્ને સીરીન રહમતુલ્લાહ અલયહની પ્રખ્યાત કિતાબ તાબીરૂર્‌ રૂંઅયા જે અસલ અરબી ભાષામાં છે તેનું ભાષાંતર સઈદ હબીબ અહમંદ સાહેબ હાશેમીએ ઉર્દુ ભાષામાં કર્યું છે. અને જનાબ મૌલવી ભાઈ સુલયમાન સાહેબ મજાદરી, માલિક, નુરાની કુતુબખાના (મુ. છાપી. જી. બનાસકાંઠા)ની ફરમાયેશથી આ જ્ઞાનવર્ધક પુસ્તકનો ગુજરાતી ભાષામાં મેં અનુવાદ કર્યો છે. અરબી ઉપરથી ઉર્દુ ભાષામાં કરવામાં આવેલો આ તરજુમો કેવળ શાબ્દિક તરજુમો હોવાથી કેટલીક જગ્યાએ તાબીર તો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. પરંતુ સંપૂર્ણ રીતે ભાવાર્થની તૃષ્ણાનો આભાસ થાય છે. તરજુમો કરવામાં મેં પણ ઉર્દુ ભાષામાં કરવામાં આવેલ આ પુસ્તકનો ગુજરાતી ભાષામાં અનુવાદ કર્યો છે તેથી મારી સમક્ષ પણ આ સમસ્યા આવી હતી અને તાબીર જોતી વખતે જો આપને પણ ક્યાંય એવો આભાસ થાય તો હું ક્ષમાપાત્ર છું. આપ મારા પ્રત્યે ઉદાર રહેશો એવી અપેક્ષા રાખું છું.

મેં અતિ સરળ ભાષામાં આ પુસ્તકનો અનુવાદ કર્યો છે અને ભાષાંતરમાં મેં અઘરા શબ્દો તેમજ સાહિત્યિક શૈલી ઈરાદાપુર્વક લખી નથી. મને વિશ્વાસ છે કે સામાન્ય

ગુજરાતી ભાષા જાણનાર પણ આ પુસ્તકનો પુરેપુરો લાભ ઉઠાવી શકશે. ઈન્શાઅલ્લાહ.

એ હકીકત છે કે આ પુસ્તક ઘણું જ મહત્ત્વપૂર્ણ તથા ઘણું જ ઉપયોગી છે; તેથીયે વિશેષ એક જ્ઞાનભંડાર સમાન છે અને તે જોતાં દરેક ઘરમાં આ પુસ્તકનું હોવું અતિ જરૂરી છે.

અંતમાં આ પુસ્તકમાં આપને નાની-મોટી કોઈ ભૂલ જણાય તો મને ઉદાર દિલથી ક્ષમા કરશો.

આપનો ચાહક

**(મૌલવી) સુલેમાન મજાહરી**

# અનુક્રમણિકા

بسم الله الرحمن الرحيم
نحمده ونصلي على رسوله الكريم

# ❋ બિસમિલ્લા હિર્રહમા નિર્રહીમ ❋

અલ હમદો લિલ્લાહે રબ બિલ આ લમીન, વ સલ લહ્લાહો અલા સઈયેદેના મોહંમદે બિન નબિય્યિલ ઉમ્મિય્યે વ અલા આલેહી વ સહબેહી વ સલ્લમ.

સ્વપ્ન અને તેના ફળનું આ મહાન પુસ્તક ઈમામ મોહંમદ બિન સીરીન રહમતુલ્લાહ અલયહનું વર્ણવવામાં આવે છે.

## પ્રથમ પ્રકરણ

## સ્વપ્નના ફળ બતાવવાની મર્યાદા અને સ્વપ્નની પરખ તેમજ તેના નિયમની ઓળખ વિષે છે.



અલ્લાહ તઆલા મને અને આપને પોતાના આદેશો અને આજ્ઞાપાલનનું શાણપણ આપે. સ્વપ્ન, નુબુવ્વત (પયગમ્બરીનો હોદ્દો)નો છેતાલીસમો ભાગ છે, તેના ભાગમાંનો એક ભાગ છે તેના કારણે સ્વપ્નના ફળ બતાવનારમાં નીચે મુજબ ખુબીઓ હોવી જરૂરી છે, જેથી અલ્લાહ તઆલા તેને સત્ય બોલવાનું ડહાપણ આપે.

(૧) કુર્આને મજીદનો આલિમ (જ્ઞાની) હોય, (૨) હઝરત રસુલુલ્લાહ સ.અ.વ.ની હદીસોનો હાફિઝ હોય, (૩) અરબી ભાષા તથા અરબી શબ્દોનો જાણકાર હોય, (૪) લોકોની હેસીયત જાણનાર હોય, (૫) સ્વપ્નફળ આપવાના નિયમોનો જાણકાર હોય, (૬) અંતર ચોકખું અને પવિત્ર હોય. (૭) નિઃસ્વાર્થી તથા વિનયવાળો હોય. જીભનો સાચો હોય. કારણકે સ્વપ્નના ફળ કહેવામાં કાળ તથા સમયનો વિચાર કરવો પડે છે. અને ક્યારેક અલ્લાહ તઆલાના ગ્રંથથી ફળ કહેવું પડે છે. અને કયારેક હઝરત રસુલુલ્લાહ સ.અ.વ.ની હદીસને સામે રાખવી પડે છે. અને કયારેક સ્વપ્ન જોનારના બદલે તેના જેવી જ અને તેના જ નામની બીજી વ્યક્તિ તરફ સ્વપ્નફળ મનસુબ કરવામાં આવે છે. કયારેક સ્વપ્નફળ કેવળ નામ ઉપરથી કહેવામાં આવે છે. કયારેક કેવળ અર્થથી, કયારેક તેની વિરૂદ્ધ, કયારેક તેના શબ્દાર્થથી, કયારેક વધુ પડતા, કયારેક નુકસાનથી.

કુર્આને શરીફથી સ્વપ્નફળ કહેવાનો દાખલો એ છે કે જેવા ઈંડાના ફળ. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "ક અન્નહુન્ના બયદુમ મકનુન" (અર્થાત તે હુરો ઈંડા છે, જે અદૃશ્ય છે)માં ઈંડાઓનો દાખલો આપ્યો છે અને પથ્થરનું સ્વપ્નફળ, કઠણ હૃદય છે, અલ્લાહ તઆલાના ઈરશાદ પ્રમાણે, "સુમ્મા કસત કુલુ બોકુમ મિમ બઅદે ઝાલિકા ફહેયા કલ હિજા રતે અવ અ–શદ્દો કસવહ" (પછી તમારા હૃદય કઠણ થઈ ગયા ત્યારે તે પથ્થર જેવા થઈ ગયા અથવા તેથી પણ

વધુ કઠણ) અને જ્યારે તાજા માંસનું સ્વપ્નફળ નિંદા છે અલ્લાહ તઆલાના આ ઈરશાદ પ્રમાણે, "અ યુહિબ્બો અહદો કુમ અય્યાકુલા લહમા અખીહે મય તન" (શું તમારા-માંથી કોઈ આ વાતને પસંદ કરશે કે તે પોતાના મરેલા ભાઈનું માંસ ખાય, આને તો તમે ખરાબ સમજો છો) આમાં તો અલ્લાહ તઆલાએ નિંદાને મરેલા ભાઈનું માંસ ખાવા બરાબર કહ્યું છે. અને ચાવીઓનું સ્વપ્નફળ ખઝાના (ભંડાર) છે કારણ કે અલ્લાહ તઆલા ફરમાવે છે. "વ આ તયનાહો મિનલ કુનુઝે મા ઈન્ના મફાતેહાહુ લ-તનુઓ બિલ ઉસ બતે ઉલિલ કુવ્વહુ" અને અમે તેને એટલા ખઝાના આપ્યા છે કે તેની ચાવીઓ એક શક્તિશાળી મંડળ ઉપાડતું હતું. એટલે ચાવીઓનો ભાવાર્થ સંપત્તિ છે. કારણ કે ખઝાના પાસે પહોંચવા માટે ચાવીઓની જરૂર પડે છે. અને વહાણ અથવા હોડીનું સ્વપ્નફળ મુક્તિ થશે. ઈરશાદે ઈલાહી છે કે "ફ અન્જયનાહો વ અસહાબસ સફી નતે." (અમે તેને વહાણવાળાઓને મુક્તિ આપી) અને જ્યારે કોઇ એ જુએ કે રાજા કોઈ એવા ઘર અથવા શહેર અગર મોહલ્લામાં આવ્યા કે જ્યાં આવા સ્થળે તેના આગમનની આહતથી વિરૂદ્ધ છે ત્યારે તેનું સ્વપ્નફળ એ આપવામાં આવશે કે તે સ્થળના રહેવાશીઓ અપમાનીત થશે અથવા કોઈ મુસીબતમાં ફસાશે. જે આ આયત પ્રમાણે હશે. "ઈન્નલ મુલુકા ઇઝા દખલુ કર ય-તન અફ સદુહા ઈલા કવલેહી અઝિલ્લહ" (બાદશાહ જ્યારે કોઈ વસ્તીમાં પ્રવેશ કરે છે ત્યારે તેનો વિનાશ કરે છે અને ત્યાંના માનવંતાઓને અપમાનિત કરે છે. "વ કઝાલિકા ... મુઅબ

બરો બિન્નિસાએ" અને વસ્ત્રનું સ્વપ્નફળ પણ સ્ત્રીઓ જ છે જે અલ્લાહ તઆલાના આ ઈરશાદને સંમતિ આપે છે, "હુન્ના લિબા સુલ્લકુમ વ અન તુમ લિબાસુલ્લહુન્ના," તેઓ તમારા વસ્ત્રો છે અને તમે તેમના વસ્ત્રો છો."

એ જ રીતે સ્વપ્નફળ કહેવામાં હઝરત રસુલુલ્લાહ સ.અ.વ.ની હદીસો સામે રાખવી પડશે જેમકે કાગડાનું સ્વપ્નફળ દુરાચારી માણસ છે કારણ કે હઝરત રસુલુલ્લાહ સ.અ.વ. એ કાગડાનું નામ ફાસિક (દુરાચારી) રાખ્યું છે અને ઉંદરડીનું સ્વપ્નફળ દુરાચારિતા સ્ત્રી છે. કારણ કે હઝરત રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું છે કે ઉંદરડી દુરાચારિતા છે અને પાંસળીનું સ્વપ્નફળ સ્ત્રી છે કારણ કે હઝરત રસુલુલ્લાહે સ.અ.વ. ફરમાવ્યું છે કે સ્ત્રી વાંકી પાંસળીથી જન્મી છે. અને દરવાજાના ઉંબરાનો અર્થ પણ સ્ત્રી જ છે. કારણ કે હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહે પોતાના પુત્ર હઝરત ઈસ્માઈલ (અ.સ.)ને કહ્યું હતું કે તમારા દરવાજાનો ઉંબરો બદલી દો. એટલે પત્નીઃ એવા અસંખ્ય ઉદાહરણો છે.

અને પરિભાષાના સ્વપ્નફળના દાખલા આ પ્રમાણે છે કે, જેમ કોઈ માણસ સ્વપ્નમાં જુએ કે તેના હાથ લાંબા છે ત્યારે તેનું સ્વપ્નફળ આ હશે કે તે લોકો ઉપર ઉપકાર કરશે, કારણ કે આરબો અરસપરસ વાતો કરતા ત્યારે કોઈ માણસના સંબંધમાં એ કહેતા કે તેના હાથ ઘણાં જ લાંબા છે ત્યારે તેમનો આશય એ જ હોય છે પેલો માણસ વધારે ઉપકાર

કરનાર છે. અને લાકડા વીણવાનું સ્વપ્નફળ ચાડીચુગલી કરે છે તેના માટે આરબોની પરિભાષા છે કે તે લાકડા વીણે છે.

અને બીમારીનું સ્વપ્નફળ શત્રુતા છે, કારણ કે જે માણસો વાયદો પુરો કરતા નથી તેના માટે પરિભાષામાં કહે છે કે તે પોતાના વાયદામાં બીમાર છે. અને જે માણસ લોકોને તીર તથા બંદુક તથા પથ્થરથી નિશાનો બનાવે છે (લક્ષ્યસ્થાન) તો તેનું સ્વપ્નફળ એ હશે કે તે માણસ તેની વગોવણી કરે છે. કારણ કે આરબો અરસપરસ એવા માણસના સંબંધમાં એવી જ રીતે કહે છે. પેલા માણસે પેલા માણસને તાકીને લક્ષ્ય બનાવ્યો છે અથવા પેલા માણસે પેલા માણસને પથ્થરથી માર્યો. અને જે માણસ એ જુએ કે તેણે સાબુ વિગેરેથી હાથ ધોયા તો તેનું સ્વપ્નફળ કોઇ વસ્તુથી નિરાશા છે કારણ કે આરબોમાં જો કોઈ માણસ એમ કહે છે કે મેં તારાથી મારા પોતાના હાથ ધોઈ નાંખ્યા ત્યારે તેનો આશય એ જ હોય છે કે હું તારા સદ્કાર્યથી નિરાશ થઈ ગયો છું, અને ઘેટાનું સ્વપ્નફળ એવા માણસ સાથે થશે જે પોતાની કોમમાં માનવંતા તથા ધનવાન હોય. આવા જ અસંખ્ય ઉદાહરણો છે.

જાહેર નામનું સ્વપ્નફળ એ સ્વરૂપમાં હશે કે, કોઈનું નામ ફઝલ હોય તો તેનું સ્વપ્નફળ ફઝીલત (બુઝુર્ગી, માનવંતુ) થશે અને રાશિદનું સ્વપ્નફળ સત્યમાર્ગી અને સાલમનું સ્વપ્નફળ સલામતી અર્થાત સુરક્ષિત થશે.

અને નામ સાથે સ્વપ્નફળનું સ્વરૂપ એ છે કે જેમ

નરગિસ (એક જાતનું ફુલ) તથા ગુલાબના સંબંધમાં જે માણુસ સવાલ કરે અથવા તે પ્રત્યે લક્ષ્ય હોય તો તેનું સ્વપ્નફળ શાશ્વતમાં કમી છે. તેના દાખલા ઘણાં છે. અને વિરૂદ્ધથી સ્વપ્નફળનું સ્વરૂપ એવું છે કે, રડવું જો તેની સાથે હાયવોય, કોલાહલ, તથા પાલવ ફાડવાનું ન હોય તો તેનો અર્થ આનંદ હશે અને હસી ખુશી તથા નૃત્યનું સ્વપ્નફળ શોક તથા ખિન્નતા છે અને બે માણુસો લડાઈ કરે તથા કુસ્તી લડે તો જે નીચે પડશે તેને સફળ ગણવામાં આવશે.

અને જ્યારે કોઈ એ જુએ કે તેને પછના કરવામાં આવે છે ત્યારે આનું સ્વપ્નફળ એ હશે કે તેની પાસેથી કોઈ શરત લખાવવામાં આવશે અથવા એ જોયું કે તેની પાસેથી કોઈ શરત લખાવવામાં આવે છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે તેને પછના કરવામાં આવશે. કેમકે અરબી ભાષામાં શરતનો અર્થ પછના થાય છે. એ જ રીતે જો કોઈ માણુસ સ્વપ્નમાં જુએ કે તેને કબરમાં મૂકવામાં આવે છે, ત્યારે તેનું સ્વપ્નફળ એ હશે કે તેને કેદ કરવામાં આવશે. અને જો એ જુએ કે તેને કોઈ એવા સ્થળે કેદ કર્યો છે કે જ્યાંનું વાતાવરણુ યાદ છે અને ત્યાંના રહેવાશીઓને ઓળખે છે. તો આનું સ્વપ્નફળ એ હશે કે તે કબરમાં દાખલ થશે.

અને જો તે એ જુએ કે કોઈ દુશ્મને તેને ઘેરામાં લીધો છે તો આની મતલબ એ હશે કે ત્યાં પૂર આવશે, અને તીડનું સ્વપ્નફળ સૈન્ય છે અને સૈન્યનું તીડ થશે અને આવા દાખલા ઘણાં છે.

તેમજ તીરનું સ્વપ્નફળ સંતાડેલા માલથી પણ થાય છે એ શરતે કે તેમાં ભણુભણાટ ન હોય. જો ભણુભણાટ હશે તો તેનું સ્વપ્નફળ દુશ્મની થશે અને વાળનું સ્વપ્નફળ ધન અને શોભા છે પરંતુ જો તે મોઢા ઉપર અથવા ગાલ ઉપર વધારે થાય તો શોક તથા રંજોગમની નિશાની છે. કેટલાક લોકો આનો અર્થ વસ્રો પણ લે છે. જો કોઈએ વાળોને વિંટાળાએલા જોયા તો આનો અર્થ એ છે કે તેના સંબંધમાં ખરાબ શબ્દો બોલવામાં આવશે અને તે તેનો બચાવ કરી શકશે નહીં. અને જો કોઈએ એ જોયું કે તેની દાઢી ઉપર પાંખો છે તો તેનું સ્વપ્નફળ માલ અને ધન થશે અને જો તે પાંખો દ્વારા તે ઉડયો તો તેનું સ્વપ્નફળ સફર (પ્રવાસ) થશે.

અને જો કોઈએ જોયું કે તેનો હાથ કાપવામા આવ્યો છે અને તેણે તે ઉપાડી લીધો છે અને તે કપાયેલો હાથ તેની પાસે છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે તેના ભાઈ અથવા પુત્રથી તેને લાભ થશે. પરંતુ જો કપાયલો હાથ તેનાથી અલગ પડી ગયો તો જો કોઈ બીમારે એ જોયું કે તંદુરસ્ત થઈ ગયો અને ઘેરથી નીકળ્યો તો અને જો વાત પણ કરી તો સારો થઈ જશે અને અબોલ રહ્યો તો મરણ પામશે.

અને મુકામાતમાં એ છે કે તે અલગ અલગ રંગની ન હોય તો તે અપવિત્ર સ્રીઓ છે અને સફેદ અને કાળી હોય તો રાત દિવસ છે અને જો માછલાઓની સંખ્યાની

ઋતુમાં અને તેના વેચાણુ વખતના સ્વપ્ન ઘણુંજ સારા હોય છે. શરદી તથા વરસાદના આગમન વખતના સ્વપ્ન નિર્બળ હોય છે.

## અધ્યાય

સ્વપ્નફળ કહેનાર માટે એ પણ જરૂરી છે કે સ્વપ્ન જોનારની વાતને સારી રીતે સમજે, અને સ્વપ્નના ઉદ્દેશ ઉપર નજર રાખે અને તેની વાત સાચી, ઉત્તરોત્તર અને એકબીજાને મળતી હોય અને યોગ્ય મતલબ જણાતો હોય તો સમજે કે આ સ્વપ્ન બરાબર છે અને જો તેના અર્થ નોખા નોખા થઈ શકતા હોય તો જુએ કે તેના શબ્દોથી કયો અર્થ અસલની પાસે છે ત્યારે તે અર્થ તેના આધારે બતાવે, અને જો સ્વપ્ન બધું જ અલગ અલગ હોય કે કોઈપણ ધ્યેય નીકળતો જ ન હોય તો આ વ્યર્થ સ્વપ્ન છે અને જો મામલો શંકાસ્પદ થઈ જાય તો પછી તેના હ્રદયની સ્થિતિ જાણે, જો સ્વપ્ન નમાઝના સંબંધમાં છે તો તેને નમાઝ વિષે પુછે અને સફરના સંબંધમાં હોય તો સફરના વિષે પુછે. અને જો સ્વપ્ન નિકાહ (લગ્ન) ના સંબંધમાં હોય તો નિકાહ વિષે પુછે. પછી તેની તાબીર મનથી આપે અને જો સ્વપ્નફળ કોઈ બીભત્સ અગર ખરાબ કામોથી થતું હોય તો તે જાહેર ન કરે અગર તેના સ્વપ્નફળ સારી રીતે કહી દે અને જે ખરૂં સ્વપ્નફળ થઇ શકતું હોય તેને સંતાડી દે.

## અધ્યાય

અને જ્યારે સ્વપ્નના અસલમાં જાતિ અને જાત તથા પ્રકૃતિની જાણ થઈ જાય તો તેનું સ્વપ્નફળ તે જ મુજબ બતાવે, અને બતાવવામાં તે જ પ્રમાણે વર્તે. દાખલા તરીકે જાતિમાં ઝાડ, વિકરાળ પશુઓ અને પક્ષીઓ કે આ બધા જ પુરૂષ હોય છે, તે પછી પ્રકાર ઉપર ધ્યાન આપે. જો સ્વપ્નમાં ઝાડ જોયું તો એ જુએ કે તે કયા ઝાડ છે અને જો વિકરાળ પશુઓ અથવા પક્ષીઓ જોયા છે તો ધ્યાન આપે કે તે કયા વિકરાળ પશુઓ અને પક્ષીઓ છે–પછી તે પ્રમાણે ફેંસલો કરે.

દાખલા રૂપે જો ખજુરનું ઝાડ છે તો તે સન્માનપાત્ર અને આરબ હશે કારણ કે ખજુરનું ઝાડ અરબ દેશમાં હોય છે અને અખરોટ છે તો તે ઈરાની માણસ છે કારણ કે અખરોટ ઈરાનમાં હોય છે. એ જ રીતે પક્ષી કે જો તે મોટું હશે તો આરબ પુરૂષ હશે અને જો મોર (મયુર) હશે. તો ઇરાની હશે–પછી તબીઅત ઉપર ધ્યાન આપે. જો તે ખજુરનું ઝાડ છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે તે ઘણો જ લાભ પહોંચાડનાર અને પવિત્ર અસલ હશે અને અખરોટનું હશે તો તેનું સ્વપ્ન એ હશે કે તે વ્યવહારમાં દગો કરશે કારણ કે અખરોટને ખખડાવવું પડે છે અને તેને તોડયા વગર કોઈ તેને મેળવી શકતો નથી.

અને પક્ષી છે તો તે ઉડતો રહે છે. તેથી તે માણસ વધુ સફર કરનાર હશે. અને જો એ મોર હશે તો તે

ઈરાનનો બાદશાહ હશે. શોભાયમાન અને ધન-દોલતવાળો અને તેના અનુયાયીઓ ઘણાં હશે અને સ્વપ્નફળ શિકરા અને બાજનું પણ છે. પરંતુ જો તે કાગડો હશે તો તેનો અર્થ એ હશે કે તે દુષ્ટ છે. જેનો કોઈ ધર્મ નથી. એજ પ્રમાણે જંગલી કાગડો હોય છે. અને એ જ પ્રમાણે ધ્યાન આપી સ્વપ્નફળ કહેશો તો ઈન્શાઅલ્લાહ ખરો માર્ગ મેળવશો. અલ્લાહ તઆલા તરફથી માર્ગ મળી શકે છે.



# પ્રકરણ બીજું

## અલ્લાહ તઆલાને સ્વપ્નમાં જોયાના સ્વપ્નફળના વર્ણનમાં

જે માણસે અલ્લાહ તઆલાને સ્વપ્નમાં સારી સ્થિતિમાં જોયો તો તેના માટે ખુશ ખબરી છે, શુભ સમાચાર છે. તેને ખુશી સફળતા મળશે, કારણ કે કિયામતમાં તે અલ્લાહ તઆલાને એ જ સ્થિતિમાં મળશે. અને આ એ વાતની પણ સાબેતી છે કે તેના આઅમાલ સ્વીકાર કરવામાં આવશે. અને જો તેણે અલ્લાહ તઆલાને ભરપુર નજરથી જોયો તો આ દુન્યામાં તેની કદરદાની થશે અને જન્નતમાં જશે.

અને જેણે એ જોયું કે અલ્લાહ તઆલાએ તેને આ જગતની કોઈ વસ્તુ આપી તો તેનું સ્વપ્નફળ એ હશે કે તેને કોઈ બીમારી થશે અથવા કોઈ પીડા થશે અગર તેની પરીક્ષા લેવામાં આવશે, જેનો તેને એવો બદલો મળશે કે તે જન્નતમાં દાખલ થઈ જશે, અને જો કોઈએ એ જોયું કે અલ્લાહ તઆલા કોઈ નિયત મકાનમાં બીરાજમાન થયો છે તો તે મકાનના રહેવાસીઓને લાભ, હર્ષ, ખુશી અને સફ-ળતા પ્રાપ્ત કરશે.

અને જેણે એ જોયું કે અલ્લાહ તઆલાએ તેની સાથે એવી વાતચીત કરી જેમાં ડાટી અને ધમકી અગર મનાઈ છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે તે માણસ ગુનેહગાર છે. જે કામો તે કરે છે તેને છોડી દેવા જોઈએ.

અને જેણે એ જોયું કે, અલ્લાહ તઆલા તેની પથારીમાં આવી ગયો છે અને તેને મુબારકબાદી આપી રહ્યો છે તો તેને આ વાતની ખુશ ખબર છે કે, અલ્લાહ તઆલા તરફથી તેને કાંઈક ન્યામત, બુઝુર્ગી મળશે અને તેની ઉપર કૃપાની નજર હશે, કારણ કે આવું સ્વપ્ન કોઈ ઘણા જ નેક અને સંત પુરૂષો સિવાય કોઈ જોતું નથી. અને જો કોઈ એ અલ્લાહ તઆલાને એવો જોયો જેમ તેની છબી બનાવવામાં આવી છે, અથવા અલ્લાહ તઆલાને જોવાનો વિચાર આવ્યો, અગર અલ્લાહ તઆલા જેવો કોઈ બીજાને જોયો, તો તેનું સ્વપ્નફળ એ છે કે આ સ્વપ્ન જોનાર જુઠો છે અને અલ્લાહ તઆલા ઉપર આરોપ મુકનાર અને ધર્મની બાબતોમાં વધારો

કરનારો છે. તેથી તેણે જલદી તોબા, પશ્ચાતાપ કરવો જોઈએ. એ જ રીતે જો અલ્લાહ તઆલાને અધુરી સ્થિતિમાં જોયો અથવા અલ્લાહ તઆલાને મુર્તિ, છબી, અગર બીજી કોઈ રીતે જોયો જે અલ્લાહ તઆલાની મહાનતા અને વિશિષ્ટતા જેવો ન હોય તો તેણે તોબા અને પશ્ચાતાપ કરવો જોઈએ. કારણ કે અલ્લાહ તઆલા આવી દરેક બાબતોથી ઉચ્ચતમ છે.

હિકાયત (કિસ્સો) કહે છે કે એક માણસ હઝરત જઅફર સાદિક રદેયલ્લાહોની પાસે આવ્યો અને કહ્યું કે, મેં સ્વપ્નમાં જોયું કે, અલ્લાહ તઆલાએ મને લોઢું આપ્યું અને એક ઘુંટ સરકો પીવડાવ્યો, તેનું સ્વપ્નફળ શું છે ? ત્યારે હઝરત જઅફર (રદી૦)એ ફરમાવ્યું કે, લોઢાનો અર્થ તો સખતી, કઠણાઇ છે, કારણ કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "વ અનઝલ નલ હદીદા ફીહે બાઅસુન શદીદ." અને અમે લોઢું ઉતાર્યું જેમાં કઠણાઇ છે, અને કદાચ તારી અવલાદ હઝરત દાઉદ (અલૈ૦)નો આ હુન્નર શીખી લે, કે તેઓ લોખંડનો આ હુન્નર જાણતા હતા. પરંતુ અલ્લાહ તઆલાએ જે સરકો પીવડાવ્યો છે તેનું સ્વપ્નફળ એ છે કે તને એક બીમારી જેમાં તું એક મુદત સુધી રહેશે અને એ જ બીમારીમાં તને ઘણું જ ધન મળશે અને જો તારૂં અવસાન થશે તો તારાથી અલ્લાહ તઆલા રાજી રહેશે, અને તારા આગલા પાછલા બધા ગુનાહો માફ કરશે.

# પ્રકરણ ત્રીજું

## સ્વપ્નમાં ફરિશતા, પયગમ્બર, નેક લોકો, આલિમ તથા કાઅબાને તથા અઝાન, નમાઝ અને હજ અદા કરતાં જોવાનું બ્યાન.

જેણે કોઈ ફરિશતાને સ્વપ્નમાં જોયો તો દુન્યામાં તેને બુઝુર્ગી અને ખુશી થશે અને તે શહેરના રહેવાસીઓને સફળતા મળશે. અને મહાન ફરિશતાઓને જોયા તો લાભાલાભ, તાજગી અને વરસાદનો વધારો, રોજી રોજગારમાં વૃદ્ધિ તેમ જ ભાવોમાં સોંઘવારી તથા છતની નિશાની છે.

અને જો ફરિશતાઓને સ્વપ્નમાં કોઈ મસજિદમાં જોયા તો આનો અર્થ એ થાય છે કે તે સ્થળના રહેવાશીઓમાં ધર્મમાં તેઓ પછાત છે અને તેથી જ તેઓ તે શહેરવાસીઓને દુઆ, નમાઝ, સદકો અને તોબાનો આદેશ આપે છે. અને તેમને બજારમાં જોયા તો તેનું સ્વપ્નફળ એ છે કે તેઓ લોકોને માપતોલમાં ઓછું આપવાની મનાઇ કરે છે અને જો તેઓને કબરસ્તાનમાં જોયા તો આનો અર્થ એ છે કે, આલિમ, તથા ઇબાદત કરનારા અને ફુકહા (શરીઅતના મસલા મસાઇલ જાણનારા)માં રોગચાળો ફેલાશે અને જો કોઇએ એવા માણસને જોયો જે અજાણ છે અને તેને ફરિશતા કહેવામાં આવે છે તો તે હકીકતમાં ફરિશતો જ છે.

અધ્યાય

જેણે હઝરત રસુલે ખુદા સલલલ્લાહો અલયહે વ સલ્લમનો દીદાર કર્યો અને કોઇ અસામાન્ય વાત થઇ નહીં તો આ નેકીની ખુશખબરી છે અને એ કે તે સારા કામો કરશે. અને જો સ્વપ્નમાં કોઇ અણુછાજતી વાત થઇ તો આ દુન્યામાં તેને તકલીફ પહોંચશે.

અને જેણે આપને સુકી જમીનમાં જોયા તો તે જમીન ફળદ્રુપ થશે. અને જો કોઈએ આપને તે વખતે જોયા જ્યારે તે તકલીફમાં અને શોકમાં હતો તો તેની બધી જ તકલીફો દૂર થઇ જશે. જો કોઇએ એ જોયું કે આપ કોઈના આંગણામાં છે તો ત્યાં આગ અને મરણ થશે. અને જો કોઇએ એવા જોયા કે આપ બીમાર છે અથવા મરણ પામેલા છે અથવા આપની હાલત બદલાયેલી છે તો તે સ્વપ્નમાં કોઇ સારાપણું નથી. આ સ્વપ્ન જોનારના દીનમાં, ધર્મમાં નુકસાનની નિશાની છે.

અને જેણે એ જોયું કે આપે સારા વસ્ત્રો પરિધાન કરેલા છે તો એ વાતની સાબેતી છે કે આપની ઉમ્મત (માનનારા, મુસ્લિમ કોમ) સારી સ્થિતિમાં છે અને જેણે જોયા કે હુઝુર સ.અ.વ. ચાલી રહ્યા છે ત્યારે તેનો અર્થ એ છે કે તેઓ પોતાની ઉમ્મતને જીહાદ (ધર્મયુદ્ધ)નો આદેશ આપે છે.

અને જેણે એ જોયું " કે હુઝુર સ.અ.વ. હજ કરી રહ્યા છે તો તે હજ કરશે અને એ જોયું કે આપ વઅઝ કરી રહ્યા છે તો આપની ઉમ્મત આપની તાબેદારી કરશે અને

જેણે એ જોયું કે આપ આરસી જુએ છે તો આપ ઉમ્મતને અનામત સોંપવાની પ્રેરણા આપે છે.

અને જેણે આપને જમતા જોયા તો પોતાની ઉમ્મતને ઝકાત આપવાની આજ્ઞા આપે છે અને જે માણુસે જોયું કે હુઝુર સ.અ.વ. એ પોતાના વસ્ત્રોમાંથી કોઇ વસ્ત્ર તેને પહેરાવ્યું અથવા તેને પોતાની વીંટી અગર તરવાર અગર એવી જાતની કોઈ વસ્તુ આપી તો તે દેશ અને ફિકાહ (શરીઅતના મસલા મસાઇલ) અને ઈબાદતમાંથી જે કોઇ વસ્તુ મેળવશે તેમાં તેની ઘણી જ પ્રગતિ થશે.

## સ્વપ્નમાં અન્ય પયગમ્બરો અલયહે મુસ્સલામને જોવા

સ્વપ્નમાં પયગમ્બરો અલયહે મુસ્સલામને જોવા તદ્દન ફરિશતાઓને જોવા બરાબર છે. ફળદ્રુપતા અને વરસાદમાં વધારો થશે. ભાવો સસ્તા થશે તથા ખુશખબરી, બરકત અને સફળતા મળશે. અલબત તેમને જોવાથી શહાદત (અલ્લાહ તઆલાના માર્ગમાં મૃત્યુ પામવું) મળશે નહીં, જેવા કે ફરિશતાઓને જોવાના સ્વપ્નફળમાં જણાવવામાં આવ્યું છે.

અને જેણે એ જોયું કે પાછલા પયગમ્બરોમાંથી કોઈ પયગમ્બર તે પોતે થઈ ગયો છે તો જે તકલીફને પયગમ્બરે ઉઠાવી હતી એ જ તકલીફ આ સ્વપ્ન જોનારને થશે. પરંતુ છેવટે આ જગતમાં અને પરલોકમાં ભલાઇ અને લોકચાહના, સફળતા તથા દુઃખથી મુક્તિ મળશે. એ જ રીતે આલેમો અને સદાચારીઓને સ્વપ્નમાં જોવાથી ઘણી જ ભલાઈ મળશે.

## કઅબા–સ્વપ્નમાં કઅબા જોવું

કઅબા જોવાનું સ્વપ્નફળ એ છે કે તે ઈમામુલ મુસલેમીન (મુસલમાનોના આગેવાન–નેતા) છે. જે માણુસ આમાં ઓછુંવત્તું જોશે એટલું જ ઓછુંવત્તું ઈમામમાં જાહેર થશે. અને ક્યારેક કઅબાને જોવાનું સ્વપ્નફળ શાંતિ (અમન) થી થાય છે. તો જેણે કઅબાને મક્કા સિવાય બીજા શહેરમાં જોયુ તો તે શહેરવાળાઓને શાંતિ થશે. તેઓ અમનચેનથી રહેશે.

અને જેણે કઅબાને જોયું અને તેને તવાફ (પ્રદક્ષિણા) કરી, અને હજ તથા હજ અંગેના બધા અરકાન અદા કર્યા તો તે એ વાતની નિશાની છે કે તેના દીનમાં (ધર્મમાં) ઉત્તમતા છે અને જેણે કઅબાને જોયું તે હંમેશાં દબદબા અને ઉચી યોગ્યતામાં અને વિજયવંતો રહેશે, કારણુ કે તે અસલ ધ્યેય છે, અને આશાવાદીઓનો કિબ્લો છે. અને એ જોયું કે કઅબાને પોતાની પીઠ પાછળ મુક્યું છે અગર તેની ઉપર નમાઝ પઢી છે તો આ તે વાતની નિશાની છે કે તેણે ઇસ્લામ ધર્મને પીઠ પાછળ નાંખી દીધો છે.

કિસ્સો, એક માણુસ સઈદ બિન મુસેબની સેવામાં હાજર થયો અને અરજ કરી કે, મેં સ્વપ્નમાં જોયું છે કે, હું કઅબા ઉપર નમાઝ પઢી રહ્યો છું. ત્યારે તેમણે કહ્યું કે, અલ્લાહ તઆલાથી ડર, હું માનું છું કે, તું ઈસ્લામ ધર્મથી નીકળી ગયો છે. ત્યારે તેણે અરજ કરી, હુઝુર, હું આપના હાથ ઉપર તોબા કરૂં છું, કે હું બે માસથી ફિરકએ કદરિયા

(ઈસ્લામ ધર્મની માન્યતા ધરાવતું એક જુથ) ના કહેવા મુજબ ચાલતો હતો. અને જેણે એ જોયું કે, તે કિબ્લાની અંદર સીધો નમાઝ પઢી રહ્યો છે તો આ વાતની નિશાની છે કે તે અલ્લાહ તરફથી સત્ય માર્ગે છે અને હઝરત રસુલે ખુદા સલલલ્લાહો અલયહે વ સલ્લમનું અનુકરણ કરી રહ્યો છે. એ શરતે કે તે રૂકુઅ અને સિજદા સારી રીતે દિલથી અદા કરી રહ્યો છે. કારણ કે નમાઝ અસલમાં અલ્લાહુ તઆલા સાથે વિસાલ (સંયોગ) નો જરીઓ છે અને તે ધર્મનું મૂળ છે.

અને જો કોઈએ નમાઝમાં કોઈ ખોટ જોઈ છે તો આ તેના ધર્મમાં એટલી જ ખોટ છે જેટલી કે જોઈ છે.

અને જો કોઈએ એ જોયું કે તેને કઅ'મા મળતો નથી તો આ વાતની નિશાની છે કે ધર્મની બાબતમાં આશ્ચર્ય-ચકિત છે. આ કુમાર્ગની નિશાની છે અને જો તેણે સ્વપ્નમાં એ જોયું કે તેણે નમાઝમાં વધારો કર્યો તો એટલે તેણે ઈસ્લામી અરકાનમાં (ધર્મને લગતી બાબતોમાં)થી કોઈ રૂકન (કોઈ બાબત) ઉપર આક્ષેપ કર્યો છે અગર તેમાં શક કર્યો છે. અને જો કોઈએ એ જોયું કે તેણે પુર્વ દિશાએ મોઢું કરીને નમાઝ પઢી છે તો એટલે તે ફિરકએ કદરિયહમાં ભળી ગયો છે. અને જેણે એ જોયું કે તેણે પશ્ચિમ દિશામાં મોઢું કરી નમાઝ પઢી છે તો આનો અર્થ એ થશે કે તે ફિરકએ જબરિયહમાં શામિલ થઈ ગયો છે કારણ કે પુર્વ ખ્રિસ્તી-ઓનો કિબલો છે, પશ્ચિમ યહુદીઓનો.

અને આ જ રીતે જો કોઇએ જોયું કે તે યહુદી અથવા ખ્રિસ્તી અગર મજુસી (અગ્નિપુજક) થઈ ગયો છે તો આ આ વાતની નિશાની છે કે તે તેઓનો વહાલો હશે અને તેમની તકલીફમાં જલદી કરશે. અને જો કોઇએ એ જોયું કે તે મૂર્તિની પુજા કરે છે તો આ વાતની નિશાની છે કે તે અલ્લાહ તઆલા માટે જુઠી વાત કહેશે. અને શકય છે કે તે દારૂ પીવા ટેવાઈ જાય અને ગુનાહોના કામો કરવા લાગે. જો મૂર્તિ ચાંદીની હોય તો આ આ વાતની નિશાની છે કે, તે ગુનાહોની નજીક થઇ જાય. અથવા કોઈ સ્રીને અસત્યં કહે. અને જો મૂર્તિ સોનાની હોય તો આ વાતની નિશાની છે કે પોતાના મામલામાં તેને દુઃખ પહોંચશે. જે તેને સારૂં ન લાગે અને ગુસ્સામાં આવે. અને મૂર્તિ લાકડાની હોય તો તે એવા માણુસની નજીક થશે કે જે દુષ્ટ હોય. અને જો મૂર્તિ લોખંડ અથવા તાંબાની હશે તો તે દુન્યાનો ચાહક થશે.

અને જેણે એ જોયું કે તે આગની પુજા કરે છે તો એ આ વાતની નિશાની છે કે તે પોતાના દીનમાં (ધર્મમાં) શેતાનને જોશે. અને આગ વિંટળાયલો ન હોય તો તે હરામના માલની ઈચ્છામાં રહેશે. અને જેણે સ્વપ્નમાં એ જોયું કે, તે લોકોની ઈમામત (નમાઝ પઢાવવી—નમાઝનો ઈમામ) કરી રહ્યો છે તો જો કિબલો સીધો હોય તો તે લોકોની એક જમાઅતનો આગેવાન થશે અને પોતાની આગેવાનીના સમયમાં તેમની સાથે ન્યાય અને ઈન્સાફ કરશે. પરંતુ જો કિબલો વાંકો છે તો તે પોતાની આગેવાનીના સમયમાં લોકો ઉપર જુલમ કરશે.

## અઝાન

જો કોઈએ હજના મહીનામાં સ્વપ્નમાં અઝાન સાંભળી તો આ વાતની નિશાની છે કે તે હજ કરશે. અને કયારેક આનું સ્વપ્નફળ એ પણ હોય છે કે, તેને દીનમાં બુઝુર્ગી, ઉચ્ચતમ યોગ્યતા મળશે અને જો હજના દિવસો સિવાય બીજા દિવસોમાં સાંભળી, બધા સમયમાં અને જમાનામાં. શેરીઓમાં અઝાન થતી સાંભળી તો આ આ વાતની નિશાની છે કે લોકોમાં સાચી અને સારી ખબરો જાહેર થશે.

## મીનારહ

જો કોઇએ એ જોયું કે મસજિદનો મીનારો પડી ગયો છે તો આ એ વાતની દલીલ છે કે તે સ્થળના લોકો અલગ અલગ ધર્મના થઇ જશે. અને જો કોઈ એ અઝાન તો પોકારી પરંતુ પુરી નહીં પોકારી અને તે સદાચારી અને નેક છે અને અઝાન હજ માસમાં આપી તો આ આ વાતની નિશાની છે કે તે હજ માટે તો જશે પરંતુ હજ અદા કરી શકશે નહીં. અને તે હજના મહીના ન હતા તો આ એ વાતની નિશાની છે કે તે ચોરી કરશે પરંતુ તેથી લાભ ઉઠાવી શકશે નહીં અને ચોરીમાં તેની ખ્યાતિ થઈ જશે.

જો કોઈએ એ જોયું કે તેણે મસજિદ બનાવી છે તો આ એ વાતની નિશાની છે કે તે એક જમાઅત સાથે કોઈ ભલાઇના કામમાં અથવા કોઈની શાદી કરવામાં ભાગ લેશે. જો કોઇએ એ જોયું કે તે કોઈ એવી ભાષામાં અઝાન

આપે છે કે જેથી તે પોતે અજાણુ છે, તો આ એ વાતની નિશાની છે કે તે મોટો ચોર છે. જો કોઈએ જોયું કે તેણે છીંક ખાધી અને બીજાએ યરહમો કુલ્લાહ કહ્યું છે તો આ હજ તથા ઉમરહની ખુશખબરી છે. અને જો કોઈએ એ જોયું કે, તેણે માથું મુંડાવ્યું છે તો જો હજના દિવસો હશે તો હજ માટે જશે અને જો હજના દિવસો નહીં હોય તો તેનો રોજનો ઘર ખરચ પુરો થઈ જશે, જેનું વર્ણન ઇન્શા-અલ્લાહ આગળ આવશે.

જો કોઈએ એ જોયું તે મિમ્બર ઉપર ચઢીને વાઅઝ કરી રહ્યો છે તો જો તે માટે તે યોગ્ય હશે તો બુઝુર્ગી અને મોટું રાજ્ય મેળવશે અને જો તેના માટે અયોગ્ય હશે તો ફાંસીએ ચઢશે.

કિસ્સો. કહે છે કે એક માણુસ મોહંમદ બિન સીરીન રહમતુલ્લાહ અલયહની સેવામાં હાજર થયો અને અરજ કરી કે મેં સ્વપ્નમાં જોયું છે કે જાણે હું અઝાન પોકારી રહ્યો છું તો આપે તેનું સ્વપ્નફળ કહ્યું કે, તારા બન્ને હાથ કાપવામાં આવશે. પછી બીજો માણુસ હઝરતની સેવામાં હાજર થયો, જો કે પહેલો માણુસ હજી સુધી ગયો ન હતો. તેણે પણ આવી રીતનું સ્વપ્ન બયાન કર્યું કે જાણે હું અઝાન પોકારી રહ્યો છું ત્યારે તેના સ્વપ્નફળમાં ફરમાવ્યું કે, તું હજ કરશે. જે ઉપર આપની સાથે બેસનારાઓએ સવાલ કર્યો કે બન્નેમાં તફાવત કેમ ? કે સ્વપ્નો બન્નેના સમાન છે. ત્યારે હઝરતે જવાબમાં કહ્યું કે, પહેલા માણુસને

જોયો તેમાં દુષ્ટતાના ચિન્હો જણાતા હતા. તો મેં અલ્લાહ તઆલાના વચન અનુસાર સ્વપ્નફળ કહ્યું. "અઝઝના મુઅઝ-ઝેનુન અય્ યતોહલ ઈરો ઈન્નકુમ લ સારેકુન" અર્થાત્, પછી એક અવાજ લગાવનારે અવાજ લગાવી, અય કાફલા-વાળાઓ, (સંઘવાળા) તમે ચોર છે. અને બીજા માણસમાં મેં નેકી સદાચારની નિશાની જોઈ, અને અલ્લાહ તઆલાના આ વચનથી મેં સ્વપ્નફળ કહ્યું. "વ અઝ઼ઝિન ફિન નાસે બિલ હજજે" અને જાહેરાત કરો લોકોમાં હજની. એટલે જે રીતે હઝરતે સ્વપ્નફળ કહ્યું, એ જ રીતે અલ્લાહ તઆલા તેમની ઉપર રહમની નજર રાખે. અને કયારેક અઝાન જાહેરાત માટે પણ હોય છે. અને કુર્આન મજીદનું પઠન (તિલાવત કરનાર) જોઇને પઢવું. આ વાતની નિશાની છે કે સ્વપ્ન જોનાર જ્ઞાન, ઈલ્મ અને હિકમત મેળવશે. એ જ રીતે કુર્આન મજીદ પઢવું અલ્લાહ તઆલાનો આદેશ છે.

# પ્રકરણ ચોથું

## સ્વપ્નમાં આકાશ, સૂર્ય, ચંદ્ર, તારાઓ તથા કિયામત અને સ્વર્ગ, જન્નત અને દોઝખ, અને આગ વગેરે જોવાનું બયાન.

જેણે સ્વપ્નમાં જોયું કે તે આકાશ ઉપર તો ચઢી ગયો છે અને તેમાં દાખલ થઈ ગયો છે તો તે માણસ શહાદત પામશે. અને અલ્લાહુતઆલા સમક્ષ બુઝુર્ગી મેળવશે. અને લોકોમાં તેના વખાણ થશે. અને જેણે એ જોયું કે તે આકાશમાં છે પરંતુ ચઢતો નથી તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પહેલાં આ દુન્યામાં ઈઝઝત પામશે, પછી શહાદત મેળવશે.

### સૂર્ય

સૂર્યનું સ્વપ્નફળ ક્યારેક દેશ સાથે નક્કી કરવામાં આવે છે અને ક્યારેક માત-પિતામાંથી કોઇ એક સાથે. દાખલા તરીકે, જો કોઇએ એવું જોયું કે તેણે સૂર્યને પકડી લીધો અને તે તેના કબજામાં છે. તો આનું સ્વપ્નફળ એ છે કે સૂર્યનો જેટલો ભાગ તેણે પકડયો છે એ શરતે કે સાફ અને ચોકખો હોય અને તેના કિરણો હોય તો તે એટલા જ દેશ મેળવશે. અને જો સૂર્યના પ્રકાશ જેવી કોઈ વસ્તુને જોઈ અને તેના કિરણ સ્વપ્ન જોનારના ઉપર પડતા હોય

તો તેનું સ્વપ્નફળ એ છે કે, તે મોટો દેશ અને મહાન રાજ્ય મેળવશે. જો સૂર્યમાં ગ્રહણ અથવા નુકસાન જોયું તો આ અગર દેશમાં થશે અથવા રાજ્યમાં; અગર માબાપમાંથી કોઈપણ એકની સાથે થશે. પરંતુ સ્વપ્નમાં કોઈ એવી વાત જણાઈ આવે જે દેશમાં કોઈ પણ જાતના ફેરફાર ન હોવાનું જણાય તો આ ફેરફાર તેના માબાપમાંથી કોઈપણ એકની સાથે થશે. અને જો કોઈએ એ જોયું કે તેણે સૂર્ય સાથે ઝઘડો કર્યો તો આ એ વાતની નિશાની છે કે તે દેશમાં ઝઘડો થશે અગર તેના માબાપમાંથી કોઈની સાથે ઝઘડો થશે.

જો કોઈએ એ જોયું કે સૂર્ય તેના ઘરમાં ઉદય પામ્યો છે, તો જો તેના લગ્ન થયા નથી તો તેના લગ્ન થઇ જશે. અને જો તેના લગ્ન થઇ ગયા છે તો બાદશાહ તરફથી તેનો આદર-સત્કાર થશે. અને જો કોઈએ એ જોયું કે સૂર્યને વાદળોએ અથવા કોઈ બીજી વસ્તુએ ઢાંકી લીધો છે તો આ તેની નિશાની છે કે તે બીમાર થશે અથવા તેને કોઇ એવી ચિંતા થશે જેનો સંબંધ દેશ સાથે હશે અગર માબાપમાંથી કોઇ એક સાથે સંબંધ હશે.

**કિસ્સો :** એક માણસ હઝરત જઅફર સાદિક રદેયલ્લાહો અનહોની સેવામાં હાજર થયો અને અરજ કરી કે મેં સ્વપ્નમાં જોયું કે, જાણે સૂર્ય મારા દેહ ઉપર ઉદય પામ્યો છે. આપે તેનું સ્વપ્નફળ એમ કહ્યું કે, બાદશાહ તરફથી તું ઘણો જ આદર સત્કાર મેળવશે અને તેની સાથે સાથે ધન-દોલત પણ મળશે. એક બીજા માણસે

અરજ કરી કે મેં જોયું છે કે સૂર્ય મારા ચરણોમાં ઉદય પામ્યો છે તો આપે તેનું સ્વપ્નફળ એ બતાવ્યું કે, તને બાદશાહ તરફથી જ્યાં સુધી તારા પગલા જશે આવકમાં (મઆશમાં) ઘઉં તથા ખજુર અને જમીનની ઊપજ મળશે અને તેનાથી તું લાભ મેળવશે.

**ચંદ્ર :** ચંદ્રનું સ્વપ્નફળ કયારેક તો પ્રધાનપદથી થાય છે, કયારેક પત્નીથી અથવા રૂપાળા પુત્રથી. જો કોઈએ જોયું કે તે ચંદ્રનો માલિક થઈ ગયો છે અથવા તેને લઈ લીધો છે તો તે વઝીર થશે. અને જો એ જોયું કે ચંદ્રને ગ્રહણ લાગ્યું છે અથવા ચંદ્રમાં લાલાશ અગર અંધકાર છવાયેલો છે તો આ એ વાતની નિશાની છે કે જે તરફ ચંદ્રની નિસબત હશે તેમાં તેજ ફેરફાર અગર નુકસાન જાહેર થશે. જો કોઈએ તારો જોયો તો તે પ્રધાન દ્વારા અથવા કોઈ મોટા માણસની મારફતે સન્માન પામશે. અને કયારેક સ્વપ્નમાં કોઈ એવી વસ્તુ પણ દેખાઈ આવે છે કે જે સારી ન લાગે, કારણ કે ચંદ્રને જોવો જાદુગર અથવા જોષીઓ ઉપર પણ અવલંબે છે અને જેણે એ જોયું કે ચંદ્ર તેના ખોળામાં છે અને તેણે તેને હાથથી ઉપાડી લીધો છે, તો તેમને ત્યાં પુત્ર અવતરશે જેથી લાભ મળશે. અને જો ચંદ્રને પોતાના ઘરમાં અગર પોતાની પથારીમાં જુએ તો સ્વપ્નમાં જેટલી સુંદરતા તેણે જોઈ છે એટલા જ પ્રમાણમાં સુંદર પત્ની તેને મળશે.

એ જ રીતે સ્વપ્ન જોનાર સ્ત્રી છે તો તેનું લગ્ન સ્વરૂપવાન પુરૂષ સાથે થશે. અને જો કોઈએ એ જોયું કે, પડવાનો ચંદ્ર પોતાના સ્થાનેથી નીકળ્યો તો ખરો, પરંતુ મહીનાની પહેલી તારીખ ન હતી, તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને કોઇ દેશનો બંદોબસ્ત કરવો પડશે. અથવા તેને ત્યાં બાળક જન્મશે અથવા અદૃશ્ય માણસ આવી જશે, અથવા કોઈ નવી વાત સામે આવશે.

**સિતારા :** તારાઓનું સ્વપ્નફળ સન્માનપાત્ર લોકોથી કરવામાં આવે છે અર્થાત જો કોઇએ સ્વપ્નમાં જોયું કે, તારાઓમાં યોગ્યતા અથવા ફેરફાર છે તો તે શહેર સન્માનપાત્ર લોકોમાં થશે. મિરીંખનું સ્વપ્નફળ બાદશાહના સિપેહ-સાલાર (ચીફ કમાન્ડર)થી કરવામાં આવે છે. ઝોહલની દુઃખદાયક પીડાથી (અઝાબથી) અને મુશતરીની ધન-દોલતના ખઝાનચીથી અને રાજ્યને સંભાળનાર વહીવટકર્તાથી અને ક્યારેક ઝોહરાનું સ્વપ્નફળ બાદશાહની પત્નીથી અને અતારદ નો તેના લખનારથી. તો જો કોઇએ એ જોયું કે તે ઘણા તારાઓનો અથવા અમુક તારાઓનો માલિક થયો છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે જેટલા તારાઓનો તે માલિક થયો છે એટલા જ સજ્જન તથા દુષ્ટ લોકોનો હાકેમ થશે અને જેણે જોયું કે તે તારાઓની રક્ષા કરે છે તો તે લોકોના મામલાનો જવાબદાર બનશે. અને જો કોઈએ જોયું કે તે બધા તારાઓને ખાઈ રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે સજ્જન લોકોનો માલ ખાઈ રહ્યો છે. અને જો કોઇએ તારાઓને એક સ્થળે

જોગા જોયા તો એના અર્થ એ થાય છે લોકોના મામલાતમાં પ્રયત્ન કરશે. અને તારાઓનું આકાશમાંથી જમીન ઉપર પડવું આ વાતની દલીલ છે કે જે સ્થળે તારાઓ પડે છે તે સ્થળે અઝાબ (અલ્લાહ તઆલા તરફથી ઉતરનારો કોપ) નાઝિલ થશે. અને જેણે એ જોયું કે તેણે તારાને હાથમાં લઈ લીધો છે તો તે આ વાતની દલીલ છે કે તેને ત્યાં એક શરીફ પુત્ર જન્મશે. અને જો કોઈએ એ જોયું કે આકાશમાંથી તારા પડયા છે તો આની મતલબ એ છે કે જો તે ધનવાન હશે તો નિર્ધન થઇ જશે અને નિર્ધન હશે તો તેની મોત શહાદત દ્વારા થશે. અને જો એક તારો જોયો તો તે અશુભ હશે, કારણ કે તે ઉજ્જડ મેદાનોમાં ઉદય પામે છે. અને જેણે એ જોયું કે આકાશ ભ્રમણમાં છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે મુસાફરી કરશે.

### કેટલાક કિસ્સા જે આ પ્રકરણને યોગ્ય છે.

**કિસ્સો :** કહે છે કે એક સ્ત્રી હઝરત મોહંમદ ઈબ્ને સીરીન રહમતુલ્લાહની સેવામાં હાજર થઇ. આપ તે વખતે બપોરનું ભોજન જમી રહ્યા હતા. સ્ત્રીએ કહ્યું કે, મેં એક સ્વપ્ન જોયું છે તો આપે ફરમાવ્યું કે, કહે. તેણીએ અરજ કરી કે જ્યારે આપ જમી લેશો ત્યારે કહીશ. જ્યારે તેઓ જમી રહ્યા તો આપે ફરમાવ્યું કે, હવે કહે કે તેં શું જોયું છે? ત્યારે સ્ત્રીએ કહ્યું, મેં એ જોયું છે કે ચંદ્ર સુરૈયામાં દાખલ થઈ રહ્યો છે, અને કોઈએ મને પાછળથી કહ્યું, અય અવરત, મોહંમદ બિન સીરીન પાસે જા અને તારૂં સ્વપ્ન એમને

કહે. ત્યારે મોહમ્મદ ઈબ્ને સીરીને તેના હાથ ઉપર હાથ માર્યો અને કહ્યું ફરી બોલ. તો તેણીએ ફરીથી તેનું સ્વપ્ન વર્ણવ્યું, જેથી તેમનુ મોઢું પીળું પડી ગયું અને પોતાનું પેટ પકડીને ઉભા થઇ ગયા. ત્યારે એમની બહેને કહ્યું, તમારી શી દશા થઈ ગઈ છે? મોઢું પીળું પડી ગયું છે? આપે ફરમાવ્યું, કેમ ન થાય? આ સ્ત્રીના બ્યાનથી એવું જણાય છે કે હું સાત દિવસમાં કબરમાં પોઢી જઇશ. અને સાતમા દિવસે આપને કબરમાં દફન કરી દીધા. અલ્લાહ તઆલા તેમની ઉપર રહમત કરે.

**કિસ્સા :** કહે છે કે એક માણુસ હઝરત ઇમામ જઅફર સાદિક (રહ.)ની સેવામાં હાજર થયો અને આપથી અરજ કરી કે મેં સ્વપ્નમાં જોયું કે જાણે મેં ચંદ્રને ગળે લગાડયો છે. તો ઇમામ (રદે.) એ કહ્યું શું તારા લગ્ન થયા નથી? તેણે કહ્યું, જી ના, આપે કહ્યું, તારૂં લગ્ન કોઈ એવી સ્ત્રી સાથે થશે જે પોતાના સમયની અતિ સુંદર અને રૂપાળી સ્ત્રી હશે. તે પછી તે માણુસ લાંબા સમય સુધી અદ્રશ્ય રહ્યો, ફરી જ્યારે આવ્યો તો કહેવા લાગ્યો કે હુઝુરેવાલા, મેં મદીનાની એક અતિ સુંદર અને રૂપાળી સ્ત્રી સાથે શાદી કરી છે અને ત્યાં તેથી વધારે સુંદર કોઈ સ્ત્રી ન હતી, પરંતુ મેં ગઇ કાલે સ્વપ્નમાં જોયું છે કે હું ચંદ્રને ઉપાડી રહ્યો છું ત્યારે આપે ફરમાવ્યું કે તે સ્ત્રીથી તારો એક પુત્ર જન્મશે, જે પોતાના જમાનામાં સૌથી વધારે સુંદર અને રૂપાળો હશે. તે વખતે તે સ્ત્રી ગર્ભવતિ હતી ત્યારે તે માણુસે અરજ કરી, તદ્દન સાચી વાત છે, ખુદાના

સોગંદ તે આ વખત ગર્ભવતી છે, અને હઝરતે જે સ્વપ્નફળ કહ્યું હતું એ જ રીતે થયું, અલ્લાહ તઆલા તેમના ઉપર રહમત કરે.

**કિસ્સો :** ઈમામ શાફેઈ રહમતુલ્લાહ અલયહની માતાએ જ્યારે ઈમામ શાફઈ પોતાની માતાના પેટમાં હતા ત્યારે તેમની માતાએ સ્વપ્ન જોયું કે એક તારો જેનું નામ મુશતરી છે તેમના શરીરમાંથી નીકળી તે મિસર (ઈજીપ્ત)માં ઊતર્યો અને તેના તણખા સંખ્યાબંધ શહેરોમાં ઉડયા. (૧) એટલે કોઇ શહેર કે કોઇ ગામ એવું બાકી ન રહ્યું કે જ્યાં આપની વિદ્યા (જ્ઞાન) અને ધર્મ (શ્રદ્ધા) પહોંચ્યા ન હોય. ઈમામ શાફઇ (રહે૦)ને તે જ સ્થાન મળ્યું જે હઝરતે સ્વપ્નફળનું કહ્યું હતું. અલ્લાહ તઆલા તે બધાઓ ઉપર પોતાની પોતાની રહમત નાઝિલ કરે.

**કિયામત :** જો કોઇએ જોયું કે કિયામતની સ્થાપના થઈ ગઈ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે જે સ્થળને તેણે સ્વપ્નમાં જોયું છે ત્યાં ન્યાય ઘણો જ પ્રસરશે. અને જો ત્યાંના લોકો ઝાલિમ (જુલ્મી) હશે તો અલ્લાહ તઆલા **તેમને સજા આપશે. કારણ** આ પુસ્તકમાં **કે કિયામતનો દિવસ**[1]

---

૧. એટલું જ લખ્યું છે. પરંતુ ખરો કિસ્સો એ છે કે ઈમામ શાફઈની માતાએ હઝરત સમક્ષ વર્ણવ્યો અને સ્વપ્નફળ કહ્યું, જેમ આગળ આવે છે. આ લખાણથી એવું જણાય છે કે કેટલોક ભાગ ભુલથી લખાણમાં રહી ગયો છે.

બદલો અને ફેંસલાનો છે. અને જો તેઓ જુલ્મ પિડીત છે તો અલ્લાહુ તઆલા તરફથી મદદ મેળવશે. અને જેણે એ જોયું કે તે અલ્લાહુ તઆલા સમક્ષ ઉભો છે તો તેનો મામલો ઘણો જ ભયંકર છે અને સ્વપ્ન તદ્દન સાચું છે. અને એ જ રીતે તે માણસની પણ દશા છે જેણે કિયામતના સંકટોમાંની કોઈ વાત જોઈ.

**જન્નત :** જો કોઈએ એ જોયું કે તે જન્નતમાં દાખલ થયો છે તો તે ચોક્કસ જન્નતમાં દાખલ થયો હશે. અને આ તેના પાછલા આઅમાલની ખુશખબરી છે. અને જેણે એ જોયું કે તેણે જન્નતના ફળ ખાધા અથવા આ કે કોઈએ તેને જન્નતના ફળ આપ્યા તો જન્નતના ફળનું સ્વપ્નફળ સારી વાણી છે. જેમ કે નેકી અને ભલાઈની વાતો, જે તે ફળોના પ્રમાણમાં હોય. અને જો તેને જન્નતના ફળ તો મળ્યા પરંતુ તેમાંથી કોઈ ખાધા નહીં અથવા ખાવા ઉપર શક્તિમાન નહીં શકયો તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને દીનમાં (ધર્મની બાબતોમાં) તો સારૂં થશે પરંતુ તેથી તે કોઈ લાભ ઉઠાવી શકશે નહીં. અને કયારેક આનું સ્વપ્નફળ એવા ઇલ્મ (જ્ઞાન)થી આપવામાં આવે છે કે જેથી તે લાભ મેળવી ન શકે.

અને જેણે એ જોયું કે તેણે જન્નતના ઝરણામાંથી પાણી પીધું, અથવા ત્યાંના વસ્ત્રો પહેર્યાં તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પોતાની આશા મુજબ દુન્યા અને આખેરત (પરલોક) માં ભલાઇ અને નેક કામો દ્વારા પોતાનો ધ્યેય સિદ્ધ કરશે અને જો

જન્નતના બાગ બગીચા, ઝરણાં અને હુરોને જોયા તો તેનું સ્વપ્નફળ એ છે કે તે દુન્યા તથા આખેરતમાં ભલાઈ, નેકી અને નેઅમત પ્રાપ્ત કરશે. અને જે પ્રમાણમાં તેણે નેઅમતો જોઈ છે તેટલા પ્રમાણમાં દુન્યામાં નેઅમતો પ્રાપ્ત કરશે.

**જહન્નમ (નર્ક) :** અને જેણે એ જોયું કે તે જહન્નમમાં દાખલ થયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનાથી ઘણાં જ મહાન ગુનાહો થશે અને આ જન્નત જોવાથી વિરૂદ્ધ છે અને જહન્નમને જોવું નુકસાનકારક છે. એટલે આ સ્વપ્ન જોનારે ઘણી જ જલદી તવબા અને પશ્ચાત્તાપ કરવો જોઈએ. અલ્લાહ તઆલા સામે ગુનાહોની માફી માંગવી જોઈએ અને નેક કામોમાં જલદી કરવી જોઈએ. અને જો જહન્નમથી કોઈ તકલીફ પહોંચી નથી તો જેટલો ભાગ જોયો છે એટલો જ શોક અને દુઃખ થશે.

**દુન્યાની આગ :** દુન્યાની આગનું સ્વપ્નફળ કેટલીય જાતનું બતાવવામાં આવે છે, દાખલા રૂપે જો કોઈએ જોયું કે આગ કોઈ એવા શહેર અથવા શેરી અગર ઘરમાં લાગી છે જ્યાંની જમીન ઉજ્જડ છે અને આગમાં ભડકા અને ઝાળ છે અને આગ જેના ઉપર પડે છે તેને તે નિગળી જાય છે, અને આગમાં ભયજનક અવાજ પણ થાય છે તો તેનું સ્વપ્નફળ એ છે કે જેટલી આગ અને ઝાળે તે જમીનને ઘેરામાં લીધી છે તેમાં જુલમ, અત્યાચાર થશે અને જમીન ઉજ્જડ ન હોય તો પછી તેનું સ્વપ્નફળ એ છે કે ત્યાં પ્લેગ, અથવા

શીતળા અથવા એક જાતની ભયંકર બીમારી અથવા મૃત્યુ થશે. અને જો આગમાં ઝાળ અને ભડકા ન હોય અને અવાજ પણ ન હોય તો અને કંઇક નિગળે અને કંઇક છોડે તો આ અકસ્માત અને બીમારીઓ છે જે ત્યાં થશે.

જો કોઈએ જોયું કે આગ આકાશથી ઉતરી તો જો એ ન જોયું કે આગે કોઇ વસ્તુને નિગળી છે તો તેનું સ્વપ્ન. ફળ એ છે કે, આ ઘણો જ સખત મામલો છે. જીભથી ઝઘડો થશે. જો કે તેથી નુકસાન થશે નહીં, પરંતુ જો તેમાં ધુમાડો પણ દેખાય પછી આ મામલો સરળ રહેવાની દલીલ છે અને જો એ જોયું કે આગ કોઇ ઠેકાણેથી આકાશ ઉપર ચઢી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે જગ્યાના રહેવાસીઓએ જાણે અલ્લાહ તઆલા સાથે લડાઈ શરૂ કરી દીધી છે, કે ગુનાહ કરે છે અને અલ્લાહ તઆલા ઉપર આક્ષેપ મુકે છે. અને જો કોઈએ સ્વપ્નમાં આગના ભડકા જોયા કે તેથી તે અથવા કોઈ બીજો માણસ તાપણી કરી રહ્યો છે તો આની મતલબ એ છે કે તે એવા મામલાને વધારશે જેથી તેને લાભ મળશે અને તેનું અનગાન (ફાકો) દૂર થશે. કારણ કે શરદી ફાકો છે અને ગરમી જાણે માલે ગનીમત. (લડાઇમાં લૂંટેલો માલ.)

અને જો એ જોયું કે તેના ઉપર માંસ ભુંજે છે તો લોકોની નિંદાથી તે બચશે, જે જીભથી તેને મળે. અને તે શેકેલા માંસમાંથી કંઇક ખાધું તો તેને થોડીક રોજી મળશે અને શોક અને રંજ વધારે. કારણકે ભૂંજવું શોક અને ભાર છે અને જો હાંડલીમાં તે આગ ઉપર ખાણું રાંધેલો આની

મતલબ એ છે કે આ એક મામલામાં તેને ઘેરથી લાભ મળશે. કારણકે હાંડીનું સ્વપ્નફળ ઘરની વ્યવસ્થા સાથે સંબંધ ધરાવે છે. અને જો હાંડીમાં ખાણું ન હોય તો એનો અર્થ એ થાય છે કે તે ઘરના મોટાને કોઈ વાતથી ગુસ્સે કરશે અથવા કોઇ ખરાબ વાત ઉપર ઉશ્કેરશે.

અને જો કોઈએ જોયું કે આગથી તેના વસ્ત્રો બળી ગયા છે અથવા તેના શરીરનો અમુક ભાગ બળી ગયો છે તો આનું સ્વપ્નફળ એ છે કે આ વસ્ત્ર અથવા અવયવ જેની સાથે સંબંધ છે (જેની વિગત આગળ આવશે) તેના ઉપર કોઈ મુસીબત આવશે. અને તે આગમાં જેથી તેના વસ્ત્રો બળ્યા છે ભડકા અને ઝાળ પણ હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને બાદશાહથી નુકસાન પહોંચશે. વલ્લાહો આલમ (અને અલ્લાહ વધુ જાણનાર છે) અને જો તેમાં ઝાળ ન હોય તો તે એક જાતની ભયંકર બીમારી છે.

જો કોઈએ એ જોયું કે, તે આગ ખાઈ રહ્યો છે અને તેમાં ભડકા નથી તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના સંબંધમાં લોકો અરસપરસ વાતો કરશે અને તેને તકલીફ પહોંચશે. અને જો કોઇએ સ્વપ્નમાં એ જોયું કે તેની આગનો ભડકો લાગી ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે લોકોની જીભ ઉપર ચઢી ગયો છે અને લોકો તેની નિંદા કરશે, તેની બદગોઈ કરશે. અને આગથી ડામ દેવાનું સ્વપ્ન ફળ એ છે કે જેટલી જગ્યામાં ડામ જોયો છે એટલા જ પ્રમાણમાં તે ખરાબ વાતો સાંભળશે.

અને તણખાઓનું સ્વપ્નફળ બીભત્સ વાણી છે. જો એ જોયું કે તણખાઓ તેના ઉપર ઉડે છે તો આની મતલબ એ છે કે તે અણછાજતી વાતો સાંભળશે. અને જો તણખામાં વધારો હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને સખતી થશે. અને એ જોયું કે તેના હાથમાં આગનો ભડકો છે તેને બાદશાહ તરફથી તકલીફ પહોંચશે. અને જો કોઇએ એ જોયું કે આગ બજારમાં અથવા દુકાનમાં લાગી તો આ આ વાતની નિશાની છે કે વેપારના માલમાં નિકાસીમાં વધારો થશે પરંતુ આ કિંમત હરામની થશે.

અને જો કોઈએ એ જોયું કે ઘરમાં એક દીવો ખુબજ પ્રકાશિત છે તો આ વાતની સાબિતી છે કે ઘરની સ્થિતિ ઘણી જ સારી છે. અને જો પ્રકાશ ઝાંખો છે તો એ જ પ્રમાણમાં ઘરની સ્થિતિ સારી હશે. અને જો દીવો હોલવાઈ જાય, અને સ્વપ્નામાં તેના હોલાવાનું કારણ જણાય નહીં તો આ આ વાતની નિશાની છે કે તેની સ્થિતિમાં ફેરફાર થશે. અને તેને ખરાબ પરિસ્થિતિનો સામનો કરવો પડશે. અને જો કોઈએ જોયું કે તે આગ બાળી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે, લોકો તેની પાસેથી અજવાળું મેળવશે અથવા તેની પાસેથી સારી વાતો ગ્રહણ કરશે. કારણકે ઉજાસનું સ્વપ્નફળ ઈલ્મ તથા હિકમત (જ્ઞાન તથા યુક્તિ) છે. જેથી લોકોને લાભ મળશે. અને જો કોઇએ એ જોયું કે તે રાખ (ભસ્મ) એકઠી કરી રહ્યો છે અથવા તેને ઉપાડી રહ્યો છે તો આ વાતની દલીલ છે કે તે અસત્ય જ્ઞાનસંગ્રહ કરી રહ્યો છે અને તેનાથી

તે કોઈ લાભ ઉઠાવી શકશે નહીં. અને જેણે એ જોયું કે તે આગ એકઠી કરી રહ્યો છે પરંતુ તે સળગતી નથી તો તેનું સ્વપ્નફળ એવા ઇલ્મ સાથે છે જે લાભ ન આપે. વલ્લાહો આલમ.

❁

# પાંચમું પ્રકરણ

## વરસાદ, વીજળી, ગર્જના, ઝરણા, સમુદ્ર, નદીઓ અને નહેરોના પાણી તથા હોડીઓ, અને સ્નાનાગાર અને હવા વિગેરેને સ્વપ્નમાં જોવાના બ્યાનમાં.

વરસાદનું સ્વપ્નફળ મદદ, સહાયતા અને રહમત, (અલ્લાહ તઆલાની મહેરબાની)થી થાય છે. એ જ રીતે વાદળોનું પણ, પરંતુ જો કોઈ સ્થળ, ઘર અથવા મહોલ્લાથી ખાસ સંબંધ ધરાવતો હોય અને બીજી જગ્યાએ ન હોય તો તે ખાસ જગ્યામાં રહેનારાઓમાં બીમારીઓ, દુઃખ તથા દુન્યવી નુકસાન વધારે થશે અને કેટલીક વખત આથી વધુ સખતીઓની પણ નિશાની છે જે એમને થશે. અને જો કોઈએ એ જોયું કે, આકાશમાંથી ઘી, અઝર મધ અથવા ઝયતુનનું તેલ અથવા દુધનો વરસાદ થઈ રહ્યો છે તો આ આ વાતની દલીલ છે કે

તે જગ્યામાં રહેનારાઓ ઉપર ભલાઇ અને રોજી રિઝક આકાશમાંથી ઉતરશે. અને એ જ રીતે દરેક વરસાદનું સ્વપ્નફળ એ જ હશે જે સારી વસ્તુનો થશે.

**કિસ્સા :** કહે છે કે એક માણસ હઝરત અબુબકર સિદ્દીક રદીઅલ્લાહો અનહોની સેવામાં હાજર થઇ અરજ કરવા લાગ્યો કે, મેં સ્વપ્ન જોયું છે કે, એક વાદળું આવ્યું અને આકાશમાંથી શહેદ તથા ઘીનો વરસાદ થઈ રહ્યો છે અને લોકો તેને લૂંટી રહ્યા છે. કોઈ કોઈ વધારે લઈ રહ્યો છે અને કોઇ ઓછું, ત્યારે અબુબકર સિદ્દીકે (રદી.) તેનું સ્વપ્નફળ એ બતાવ્યું કે, વાદળોનો અર્થ ઇસ્લામ છે અને ઘી તથા શહેદની મતલબ ઇસ્લામની મીઠાશ છે. એ જ રીતે દરેક વરસાદ જે ઉત્તમ વસ્તુઓનો હોય તેનું સ્વપ્નફળ ભલાઈઓથી ભરપુર હોય છે.

**કિસ્સો :** એક માણસે હઝરત ઇમામ જઅફર સાદિકની સેવામાં હાજર થઈ અરજ કરી કે મેં સ્વપ્નમાં એ રીતે જોયું છે કે, હું એક દિવસ અને એક રાત વરસાદમાં પલળતો રહ્યો છું, ભીંજાતો રહ્યો છું. ત્યારે આપે આનું સ્વપ્નફળ એ બતાવ્યું કે, તેં ઘણું જ સારૂં અને ઉત્તમ સ્વપ્ન જોયું છે, રહમતમાં ભીંજાય છે. શાંતિ અને રોજી રિઝક મળશે.

એ જ રીતે એક માણસે સ્વપ્નમાં જોયું કે, વરસાદ જાણે ખાસ તેના માથા ઉપર થઇ રહ્યો છે ત્યારે તેના સ્વપ્નફળમાં આપે ફરમાવ્યું કે, આ માણસ ગુનેહગાર છે અને તેના ગુનાહોમાં વધારો થઈ ગયો છે. અને તેના અપરાધોએ તેને ઘેરામાં

લઈ લીધો છે. શું અલ્લાહુ તઆલાની આ વાણી સાંભળી નથી, "વ અમ તરના અલયહિમ મ તરન ફસાઆ મ ત રલ મુન-ઝરીન" કે અમે તેમના ઉપર વરસાદ વરસાવ્યો જે લોકોને ડરાવવામાં આવ્યા હતા તેઓ ઉપર વરસાદ ખરાબ થયો.

**ગર્જના :** પવનની સાથે ગર્જના હોય તો અત્યાચારી તથા શક્તિશાળી રાજ્યકર્તાની દલીલ છે. અને વિજળી, પ્રવાસી માટે ભયની નિશાની છે. અને સ્થિર માટે લાલસા, કારણકે અલ્લાહુ તઆલા ફરમાવે છે કે, "હુવલ્લઝી યુરી કુમુલ બર્કા ખવ ફંવ વ તમ અન." (એ જ છે જે દેખાડે છે તમને વિજળી, ભય અને આશા માટે.) અને એમ પણ કહેવાય છે કે સ્થાયી અને પ્રવાસી બન્ને માટે ભયની નિશાની છે. અને વરસાદની સાથે ગર્જના બીમાર માટે આરોગ્યની નિશાની છે.

**મેઘધનુષ** જો લીલું હોય તો દુકાળથી છુટકારો મળશે. પીળું હોય તો બીમારીની દલીલ છે અને લાલ ખુનરેજીની નિશાની છે અને એ પણ કહેવાય છે કે જે માણસ સ્વપ્નમાં મેઘધનુષ જોશે તેની શાદી થશે.

**પૂર** દુશમનોના આક્રમણની દલીલ છે અને પરનાળામાં પાણી વહેવું ભલાઈ અને ફળદ્રુપતાની નિશાની છે.

**વાદળા** હિકમત અને ઇલ્મ (જ્ઞાન તથા ડહાપણ)ની નિશાની છે જો તેમાં કોપના ચિહ્ન દેખાય નહીં એટલે આંધી અને તોફાન, અંધારું તથા આપત્તિઓ જણાય નહીં, તો ઇસ્લામ ધર્મની નિશાની છે. જો કોઈએ એ જોયું કે, તે વાદળનો માલિક થયો છે અથવા તેને ભેગું કરે છે અથવા તેમાં ચાલે છે

અગર તેના ઉપર સ્વાર છે તો જે વસ્તુઓનું ઉપર વર્ણન થયું છે તેમાંથી તે મહત્ત્વની વસ્તુઓ મેળવશે.

**કિસ્સા** કહે છે કે હ. ઇમામ જઅફર સાદિક રઝી અલ્લાહો અનહોથી પુછવામાં આવ્યું કે જો કોઇ માણસ આ સ્વપ્ન જુએ કે તે વાદળ ખાઈ રહ્યો છે અને તેની સામે ઘણું જ મોટું વાદળ પડેલું છે. ત્યારે આપે ફરમાવ્યું, તે માણુસે સારૂં સ્વપ્ન જોયું છે. ઇલમ પ્રાપ્ત કરશે અને ખુબજ ખ્યાતિ તથા ઉચ્ચ સ્થાન મેળવશે. અને ગર્વ મળશે અને સારી પ્રશંસા અને એટલી જ કદર તથા માન મેળવશે જે બીજા કોઈએ તેવાં નહીં મેળવ્યાં હોય.

**કિસ્સા :** અને એક માણસ વિષે આપને પુછવામાં આવ્યું કે તેણે સ્વપ્નમાં જોયું છે કે જાણે વાદળે તેના ઉપર છાંયડો કર્યો છે ત્યારે તેના સ્વપ્નફળમાં ફરમાવ્યું કે આ માણસ બીમાર છે તો શિફા પામશે, જો કરજદાર હશે તો અલ્લાહ તઆલા તેનો કરજો ચુકાવશે–અને જો નિર્ધન છે તો અલ્લાહ તઆલા તેની નિર્ધનતા ધનથી બદલી દેશે અને જો જુલ્મપિડીત છે તો સહાયતા મેળવશે, વાદળો તેના માટે રહમત છે અને તેમાં જે કાંઈ છે તે રહમત છે. હઝરત રસુલુલ્લાહ સલલ્લાહો અલયહે વ સલ્લમને કેટલીક વખત લડાઇયોમાં વાદળો છાંયડો (સ્વપ્નમાં) કરતા હતા.

**કરા અને બરફ :** આ બધા શોક તથા રંજોગમ તથા કોપની નિશાનીઓ છે, અલબત્ત, જે જગ્યામાં બરફ પડતો

રહેતો હોય ત્યાં જો થોડોક બરફ દેખાય તો આ ફળદ્રુપતાની નિશાની છે. અને જો સ્વપ્નમાં જોયું કે પાણીને વાસણમાંથી પોતાના ખોબલામાં લીધું અને તે પાણી તેમાં જામી ગયું તો આનું સ્વપ્નફળ એ હશે કે તે એકત્ર થયેલ જામેલો માલ છે જે તેની પાસે જમા રહેશે અને બાકી રહેશે અને કરામાં તો કોઈ પણ જાતની ભલાઈ નથી.

**કુવાં :** કુવા, માણસનો વેપારી માલ છે અને જીવન નિર્વાહ છે. જેણે સ્વપ્નમાં જોયું કે તેણે કુવો ખોદવા ઈચ્છયું પરંતુ ખોદી ન શકયો તો આ એ વાતની દલીલ છે કે તે રોજી રોજગાર મેળવવા માટે મહેનત કરશે. પરંતુ રોજી ઓછી મળશે, અને જેણે એ જોયું કે, તેણે પોતાના ઘરમાં કુવો ખોદ્યો છે અને પાણી ખુબ નીકળી આવ્યું અને ઉંચુ થઈ ગયું તો આ તેના માલમાં શક્તિની નિશાની છે. અને એ કે અલ્લાહુ તઆલા મહેનત કે રંજ વગર પવિત્ર માલ આપશે. અને જેણે એ જોયું કે જાણે પાણી તેના ઘરમાંથી અને તેના કુવાથી બહાર નીકળ્યું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનો વધારે માલ નોકળી જશે. અને થોડોક માલ રહેશે, અને જેણે એ જોયું કે, પાણી ઝરામાંથી કાઢી રહ્યો છું અને ખેતીને ફળદાયી કરી રહ્યો તો તેનું સ્વપ્નફળ એ છે કે તે અલ્લાહ તઆલાના માર્ગમાં માલ ખરચે છે. અને તેણે એ જોયું કે તે ઝરામાંથી પાણી કાઢી રહ્યો છે અને તેને વહેવડાવે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે રૂપીઆ એવા કામમાં ખરચે છે જેથી તેને કોઈ લાભ મળશે ન નુકસાન થશે. અને જો તે ઝરામાંથી પાણી કાઢી

રહ્યા છે અને લોકોને આપી રહ્યા છે અથવા તેમને પીવડાવી રહ્યા છે તો તે એક સારી સ્થિતિમાં રહેશે. અને તે મહાન આલિમ (ઇલ્મ જાણનાર–જ્ઞાની) થશે કે તે પોતાના માલથી અનાથ અને અશક્ત લોકોને ખવડાવતો–પીવડાવતો રહેશે.

જેણે એ જોયું કે, તે ઝરામાંથી પાણી કાઢી રહ્યા છે અને ઝાડોની જડોમાં નાંખી રહ્યા છે તો તે પોતાના માલથી યતિમોની મદદ કરશે અને તેઓનું પોષણ કરશે અને જો એ જોયું કે, તે પાણી કાઢી રહ્યા છે અને લોકોને પીવડાવે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે હજયાત્રીઓની મદદ કરશે. અને જેણે એ જોયું કે પાણી કાઢી રહ્યા છે અને તેમાંથી કોઈ રદ્દી વસ્તુ અથવા ગંદી વસ્તુ નીકળી તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પોતાના પવિત્ર માલમાં ગંદો માલ મેળવી રહ્યા છે. અને જેણે એ જોયું કે તેની ડોલ તુટી ગઈ તો આ આ વાતની નિશાની છે કે લોકોની સાથે તે ઉપકાર કરી શકશે નહીં. તેનો ઉપકાર કરવો કપાઈ જશે. અને કયારેક કુવાંનું સ્વપ્નફળ દગો, ધોખો અને છળ, કપટ પણ થાય છે. અને જો કોઈએ એ જોયું કે તે કુવામાં પડી ગયો અને તેમાં દાખલ થયો તો તેનું પરિણામ વિજયવંત, અને સફળતા તથા મોકળાશ થશે. જેમકે હઝરત યુસુફ અલય હિસ્સલામ પર વિત્યું.

**નહેર :** નહેરનું સ્વપ્નફળ માણસ સાથે કરવામાં આવે છે, નહેરની સ્થિતિના હિસાબે, નાની અથવા મોટીના પ્રમાણમાં. જેણે એ જોયું કે તે, નહેરમાં દાખલ થયો છે અને તેને ભય તથા ડર લાગ્યો છે તો આ વાતની નિશાની છે કે

તેને સ્વપ્નમાં જેટલા પ્રમાણમાં રંજ, ગમ, શોક અને ભય લાગ્યો હોય એટલાજ પ્રમાણમાં જાગૃતિ–જાગતામાં પણ થશે. અને એજ રીતે જો નહેર ગદલી હોય પરંતુ તેણે તેમાંથી સ્વચ્છ અને ચોકખું પાણી પીધું તો તેને ભલાઈ મળશે. અને તેનું જીવન સુખમાં વિતશે. અને જો એ જોયું કે નહેર ગદલી છે અને તેમાંથી ગદલું પાણી તેણે પી લીધું તો તે માણસને બીમારી તથા રંજો ગમ એટલા જ પ્રમાણમાં પહોંચશે જેટલા પ્રમાણમાં તેણે નહેરમાંથી પાણી પીધું છે.

અને જેણે એ જાયું કે તે નહેરથી તૃપ્ત (સયરાબ) થઈ રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે નહેરની લંબાઈ પહોળાઈના આધારે કોઈ માણસથી માલ મેળવશે અને જેણે એ જોયું કે, તે નહેરમાં અથવા નદીમાં નહાય છે અને નહાવામાં કોઈ જાતની ગભરામણ જણાઈ નહીં અને ડર પણ લાગ્યો નહીં અને અપમાન પણ જણાયું નહીં, અથવા એ જોયું કે. તે ઝરામાં નહાયો, તો આ નહાવાનું સ્વપ્નફળ એ છે કે, શોક, રંજ, ગમ અને ચિંતા બધુંજ અદૃશ્ય થઈ જશે. અને હર્ષ તથા આરોગ્ય (તંદુરસ્તી) તેને મળશે, અને જો તે ગ્રમગીન હશે અથવા તંગીમાં હશે તો અલ્લાહ તઆલા તેને મોકળાશ આપશે. જો બીમાર હશે તો તંદુરસ્તી આપશે, કરજદાર હશે તે અલ્લાહ તઆલા તેનો કરજો અદા કરાવી દેશે અને તેને જો કોઈપણ જાતનો ભય હશે તો તેને નિડર કરી દેશે, જો તે કેદમાં હશે તો કેદમાંથી મુક્ત થશે.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "ઉર કુદ બિરિજ લિકા હાઝા મુગ તસલુમ બારે દુવ વ શરા બુન વ વ હ બ

લના અહુ લહુ વ મિસ લહુમા મ અ હુમ રહ મ તમ મિન્ના વ ઝિકરાલિ ઉલિલ અલબાબ" પોતાનો પગ જમીન ઉપર પટકી દે, આ એક ઠંડો ઝરો છે સ્નાન માટે તથા પીવા માટે. અને અમે તેને તેના બાળબચ્ચા બખ્શ્યા, અને તેની સાથે એટલાજ વધુ. અમારી તરફથી એક મહેરબાની હતી અને બુદ્ધિવાનો માટે નસીહતની સામગ્રી. અને જો કોઈએ એ જોયું કે તેણે નહેરને બીજા છેડા સુધી પાર કરી લીધી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે શોક, રંજોગમ અને ભય નષ્ટ થઈ જશે. અને જો તેમાં કીચડ અથવા માટી અગર લાગ-લાગટ લહેર હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તે માણસે તેની સાથે સંબંધો કાપી નાંખ્યા જેની પાસે તેની આવ-જા હતી અને તેની સાથેની રહેણીકરણીને પણ તજી દીધી અને તે બીજાની પાસે ચાલ્યો જશે.

**સમુદ્ર :** સમુદ્રને જોવો, મહાન દેશની નિશાની છે શરત એટલી કે તેમાં ગદલાપન અથવા ભયજનક મોજા ન હોય. જો કોઈએ એ જોયું કે તેણે સમુદ્રનું પાણી પીધું છે અને તે પાણીમાં ન ગદલાપન છે ન જોશ. તો તેનું સ્વપ્નફળ એ છે કે તેણે જેટલું પાણી પીધું છે એટલો જ દેશ મેળવશે. અને આ દુન્યામાં સર્વોત્તમ જીવન વિતાવશે અને જો સમુદ્રનું પાણી ગદલું તથા અંધકારમય હતું અથવા તેમાં જોશ હતો તો એટલા પ્રમાણમાં રંજોગમ અને ભય પ્રાપ્ત થશે. અને જેણે એ જોયું કે તે સમુદ્રમાં ડુબી ગયો તો જો પાણી સ્વચ્છ અને ચોકખું હતું તો રાજ્યના કામકાજમાં ડુબેલો

રહેશે અને જો ગદડુ હતું તો એવી તકલીફ પહોંચશે જે મરણતોલ હશે. અને જેણે એ જોયું કે તે સમુદ્ર ઉપર ચાલી રહ્યો છે. તો તેનું સ્વપ્નફળ એ છે કે તે દુન્યામાં બાદશાહી તથા દુન્યાદાર લોકો ઉપર ગાલિબ રહેશે અને પોતાનુ ઘર બદલી દેશે. વલ્લાહો આલમ.

**કિશતી (નાવ, હોડી)** કેટલીક વખત તો આનું સ્વપ્નફળ "મુક્તિ"થી કરવામાં આવે છે અને કયારેક તેમનું સ્વપ્નફળ શોક તથા વિષાદથી થાય છે. પરંતુ પરિણામે મુક્તિ નજીક બતાવવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે, તે સમુદ્રમાં હોડીમાં બેઠો છે તો તેનું સ્વપ્નફળ એ થશે કે, તે હોડીમાં દાખલ થયો છે તો ત્યારે તે હોડીના નાના અગર મોટા હોવાના આધારે રાજ્યના અને હુકુમતના કામકાજમાં લાગી જશે. પરંતુ પછી આથી છુટો થઈ જશે. જેણે એ જોયું કે, તે હોડીમાં છે અને હોડીમાં પાણી દાખલ થઇ ગયું છે તો તે આ વાતની નિશાની છે કે તેને શોક અને રંજ અગર બીમારી આવશે અથવા કેદ થશે. પરંતુ અંતે આ આફતોથી છુટકારો મેળવશે. અને જેણે એ જોયું કે તે હોડીમાંથી નીકળ્યો તો આનું સ્વપ્નફળ એ છે કે તેનો જલદીથી છુટકારો થશે. અને જેણે એ જોયું કે હોડી સુકી જમીનમાં છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને શોક અને વિષાદનો સામનો કરવો પડશે અને તેને સખતી થશે. પરંતુ તેથી છુટકારો મેળવશે. અને કોઈએ એ જોયું કે, નાવ કિબલા તરફ (પશ્ચિમ દિશા) માં કરીને જઇ રહી છે તો તેનું

સ્વપ્નફળ એ છે કે તે ઘણી જ જલદી સખતીઓથી છુટકારો મેળવશે.

**નદી** : નાની પાતળી નદી જેમાં માણસ ડુબતો નથી નહેરની પ્રતિનિધિ છે. પરંતુ તેનું સ્વપ્નફળ સુખી જીવન અને ખુશખબરી છે. નદી સામાન્ય હોય કે અસામાન્ય. અને એ જ રીતે જેણે જોયું કે પાણી ઘરોમાં દોડે છે તો તેનું સ્વપ્ન ફળ એ છે કે જીવન સુખી રીતે વિતશે શરત એ કે પાણી મીઠું હોય અને જમીનમાંથી નીકળતું ન હોય. અને જો આ જોયું કે ઝરણા ઘરમાં અથવા દીવાલમાંથી અથવા કોઈ એવી જગ્યામાંથી ઝરણાં ઝરે છે કે જયાં સામાન્ય રીતે ઝરણા ઝરતા નથી અને ન ત્યાં તેમનું ઝરવું યોગ્ય છે. તો તેનું સ્વપ્નફળ શોક, વિષાદ તથા રૂદનથી કરવામાં આવશે, જે ત્યાંના રહેવાશીઓને ઝરણાના પાણીની શક્તિ અગર કમજોરીના આધારે થશે, એટલું કે તે જગ્યાના રહેવાશીઓ માટે ભય અને રૂદનની પરાકાષ્ટા અને હદ આવી જશે. અને જો પાણી ગદલું હશે તો મામલો વધુ ગંભીર અને સખત હશે. અને જો કોઈએ એ જોયું કે તેણે ઝરણામાંથી પાણી પીધું છે તો જેટલા પ્રમાણમાં તેણે પાણી પીધું છે એટલું જ તેને રંજોગમ થશે. અને જેણે એ જોયું કે તેણે ઝરણાના પાણીથી સ્નાન અથવા વુઝુ કર્યું છે તો આ દરેક રંજોગમ માટે ઉત્તમ છે. અને સારા પરીણામની દલીલ છે. જો તે શોકાતુર હશે તો અલ્લાહ તઆલા તેને શોકથી મુક્ત કરશે. જો તે ભયભીત હશે તેનો ભય દૂર થશે. જો કરજદાર હશે તો અલ્લાહ

તઆલા તેને કરજથી મુક્ત કરશે અને જો ગુનાહગાર હશે તો અલ્લાહ તઆલા તેને માફ કરશે. આ સ્વપ્નફળ હઝરત અઈયુબ અલય હિસ્સલામના કિસ્સાથી સાબિત છે. અને જેણે એ જોયું કે તેની પાસે વાસણ છે જેમાં પાણી છે અને તે હાજત જવા માટે બેઠા છે અગર પ્રવાસમાં છે અથવા કોઈ અજાણ સ્થળે બેઠા છે, તો આ પાણી તેની ઉમર છે અર્થાત જો તેણે બધું જ પાણી પી લીધું, તો તેની ઉમર પુરી થઈ ગઈ અને કંઈક બાકી રહી ગયું તો તેની ઉમરનો એટલો ભાગ બાકી છે જેટલું પાણી તે વાસણમાં બચ્યું છે. અને જે રીતે પાણી વાસણમાં હોવાનું સ્વપ્નફળ છે એ જ રીતે સરીદનું છે. (સરીદ એટલે તે રોટી જે તરકારીના શેરવામાં પલાળી ખાવામાં આવે છે.)

અને જેણે એ જોયું કે તેણે સ્વચ્છ અને મીઠું પાણી પીધું અને તે એ જાણતો નથી કે હાજત માટે જશે કે અથવા પ્રવાસમાં છે અથવા કોઈ અજાણ જગ્યામાં છે. તો તેનું સ્વપ્નફળ એ છે કે તે સુખી જીવન વિતાવશે અને તે સ્વચ્છ અને પવિત્ર અને આરામથી રહેશે. અને પાણી મીઠું ન હોય તો તેનું જીવન તથા આરામ એ રીતે જ રહેશે. અને ગદલું છે તો જેટલું ગહલાપન છે એટલી જ તેને બીમારી હશે. અને જો કોઈએ સ્વપ્નમાં જોયું કે પાણી કાચના ગ્લાસમાં છે તો તેનું સ્વપ્નફળ એ છે કે ગ્લાસ સ્ત્રી છે અને જો પાણી પીધું નથી તો પાણીનો અર્થ પુત્ર છે. અને જો કોઈએ એ જોયું કે, તે બાગ બગીચા અથવા ખેતી તૃપ્ત કરી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પોતાની

પત્ની સાથે સંતોષજનક રીતે જીવન પસાર કરશે. અને જો બગીચામાં ફુલ અથવા પાંદડા લાગેલા જુએ તો તેનું સ્વપ્ન-ફળ એ છે કે તે સ્રીથી તેને પુત્ર જન્મશે. અને જો કોઈએ એ જોયું કે કોઈ માણસ તેના બગીચાને તૃપ્ત કરે છે અથવા ખેતીને, તો આમાં કોઈ ભલાઈ નથી. તેમાં કાંઈ સારું નથી અને જેણે એ જોયું કે, કોઈએ એવા પ્રવાહીથી નાહ્યો અથવા વુઝુ કર્યું, જે વડે સ્નાન અથવા વુઝુ જાઈઝ (યોગ્ય) નથી જેવા દુધ અગર દારૂ અગર તેલ વીગેરે પ્રવાહી વસ્તુઓથી, તો તેનું સ્વપ્નફળ એ છે કે તે દીન અને દુન્યામાં જે કામ કરવા ઇચ્છે છે તે કામ પુરા થશે નહીં, અને એ જ રીતે જો કોઈએ એ જોયું કે, તેણે પાણીથી વુઝુ કર્યું, પરંતુ તેનું વુઝુ પૂરું થયું નથી, તો તેના કામો પણ પુરા થઈ શકશે નહીં, એટલું જ કે તેમાં સરળતા થશે એ જ. જો તેણે જોયું કે તે નમાઝ પઢે છે, પરંતુ નમાઝ પુરી થઈ નથી તો તેના કામો પણ પુરા થશે નહીં. એટલું ખરૂં કે જો તેણે વુઝુ અથવા સ્નાન પુરૂ કરી લીધું તો આ તેના ગુનાહોનો કફ્ફારો (બદલો) થશે.

**માટી અને કીચડ :** આ બન્ને દુઃખ અને ચિંતા તથા ભયની નિશાની છે, જેટલા પ્રમાણમાં આ વસ્તુઓ જોશે એટલા જ પ્રમાણમાં તેને રંજોગમ તથા ભય થવાનો સંભવ છે. એ જ રીતે ગરમ પાણી પણ, જો કોઈએ એ જોયું કે, તેને પાણી ગરમ લાગ્યું અથવા તેનો સ્પર્શ થયો તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને બાદશાહથી રંજોગમ પહોંચશે, પાણી જેટલું ગરમ હશે એટલા પ્રમાણમાં રંજોગમ વધારે

થશે. અને કેટલીક વખત તેને ગભરામણુ પણ થશે. અને બીમારી પણ.

ઈંટ : સુકી ઈંટ જેને હુવે માટી નથી કહેતા તેને સ્વપ્નમાં જોવી, ભેગા કરેલા ધનની નિશાની છે. જો કોઈ એ એ જોયુ કે તેને ઈંટનો અમુક ભાગ મળ્યો છે તો તેનું સ્વપ્નફ્ળ એ છે કે તે જમા કરેલો માલ અગર ભેગું કરેલું ધન પ્રાપ્ત કરશે. અને જો કોઈ એ એ જોયુ કે, ઈંટ દીવાલથી નીકળી ગઇ તો તેનું સ્વપ્નફ્ળ એ છે કે તેનો કોઈ માણુસ ખોવાઈ જશે, પુરૂષ હોય કે સ્ત્રી. વલ્લાહો આલમ.

**સ્નાનાગાર** : સ્નાનાગરનું સ્વપ્નફ્ળ દુખ અને પીડા છે. સ્નાનાગરમાં જેટલી શક્તિ અને આકરાપણું હશે એજ પ્રમાણુમાં રંજોગમ હશે. અને ઘણી વખત તેનું કારણુ સ્ત્રીઓ હશે અને સ્નાનાગરમાં થોભવું ઓછું હોય છે. તેથી આ રંજોગમ પણુ ઘણી જ જલદી ખલાસ થઇ થશે. જેણે એ જોયું કે તે સ્નાનાગારમાં પેશાબ કરે છે અથવા એ કે તે ચુનાથી વાળ સાફ કરે છે તો આ ઉત્તમ સ્વપ્ન છે. તો તે મુસીબતમાં સપડાયલો હશે તો અથવા ભયભીત હશે તો અગર શોકાતુર હશે તો અથવા બીમાર હશે તો તે સૌ આવા પ્રકારની મુશ્કેલીઓથી છુટકારો મેળવશે. અને આમાંથી કાંઇ પણુ નહીં હોય તો તેની દશા બદલી જશે અને તેના માલમાં નુકસાન ઓછું થઇ જશે, અને જો સ્વપ્નમાં બે એવા કામો ભેગા થઇ જાય જેનું સ્વપ્ન એકબીજાથી વિરુદ્ધ હોય તો જે વાત શક્તિશાળી હોય તે સ્વપ્નફ્ળ આપવામાં આવે અને જે કમજોર નબળું હોય તેને પડતું મુકવામાં આવે. એટલે સ્નાના-

ગાર તો રંજોગમની નિશાની છે પરંતુ ચુનાનું સ્વપ્નફળ રંજોગમ તરછોડવું છે તો સ્વપ્નનું ફળ ચુનાના આધારે આપવું જે સ્નાનાગારના આધારથી સમર્થ છે.

**ઘંટી :** જો કોઇ સ્વપ્નમાં ઘંટીને ફરતી જુએ એટલે ચાલુ હાલતમાં જુએ તો આ તેના કામકાજની દલીલ છે એટલે દુન્યામાં મુસીબત તો આવશે પરંતુ રિઝક ચોકખું મળશે. અને જો કોઈએ સ્વપ્નમાં જોયું કે તેની પાસે ઘંટી છે અને લોટ દળી રહી છે, તો આનું સ્વપ્નફળ એ છે કે, તેને ભલાઈ અને પ્રશંસા મળશે અને વગર મહેનતે રોજી મળશે. અને જો પોતે દળતો હોય તો પછી મહેનતથી મળશે. અને કયારેક ઘંટીનો અર્થ યુદ્ધ પણ થાય છે એ શરત કે સ્વપ્નમાં કોઈ એવી વાત પણ દેખાય જેથી તે સાબિત થઈ શકે.

**પવન, હવાઓ :** હવાઓ જો સારી હોય અને તેમાં પ્રકાશ હોય તો તેનું સ્વપ્નફળ ખુશખબર અને બરકત છે. જેમ અલ્લાહ તઆલા ફરમાવે છે. "વ હોવલ્લઝી યુર સેલુર રિયાહા બુશ રમ બયના યદય રહમતેહી" અને અલ્લાહ તઆલા જ હવાઓને પોતાની રહમતથી પહેલાં ખુશખબરી બનાવીને મોકલે છે. અને હવાઓ કાળી આંધીઓ હોય તો આ રંજોગમની નિશાની છે. જેમ અલ્લાહ તઆલા ફરમાવે છે. "વ ફી આદિન ઇઝ અર સલ્ના અલ્ય હેમુર સહલઅઝીમ" અને આદ (એક કોમ) ઉપર અમે તે હવા મોકલી જે પ્રસંગોપાતી વાંઝ હતી.

# છઠ્ઠું પ્રકરણ

**જમીન, પર્વત, વન, નાના ડુંગરો, પહાડીઓ, ઇમારતો, કિલ્લાઓ, દુકાન, અને મકાનો તથા ધડાકા અને ધરતીકંપને સ્વપ્નમાં જોવાનું બયાન.**

**જમીન :** જમીનનું સ્વપ્નફળ કેટલીય રીતે આપવામાં આવે છે. જો તેની સીમા આંખોથી દેખાતી હોય તો તેનું સ્વપ્નફળ સ્ત્રી સાથે દેવામાં આવે છે અને જો એટલી વિશાળ હોય કે તેની સીમા જોઇ શકાતી ન હોય તો તેનું સ્વપ્નફળ દુન્યા (આલોક) છે. અને જો વિશાળતા સાથે તેમાં લીલીછમ પણ છે અને તેમાં પેદાશ પણ છે પરંતુ જાણ વગરની છે તો આ ઈસ્લામી ધર્મ છે અને એ જ રીતે વનનું સ્વપ્નફળ છે.

જો કોઈએ એ જોયું કે જમીન તેના માટે પાથરવામાં આવી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનું જીવન સંભાળપુર્વક અને સારી રીતે વીતશે. અને જો કોઈએ એ જોયું કે જમીન તેના માટે લપેટી લેવામાં આવી છે તો એનું સ્વપ્નફળ એ છે કે તેનું જીવન પુરૂં થઇ ગયું છે અને ક્યારેક આનું સ્વપ્નફળ "વિલાયત" (અલ્લાહ તઆલાની નઝદીકી–નિકટતા, કોઈ ઉચ્ચતમ હોદ્દો)થી પણ થાય છે. જો તેમાં આવા ગુણ

હોય, અને જેણે એ જોયું કે જમીને તેની સાથે વાત કરી તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ભલાઈ અને સારી દુન્યા મેળવશે. જેને જોઈને લોકો આશ્ચર્યચકિત્ત થઇ જશે. અને એ જ રીતે દરેક તે વસ્તુ જે વાત નથી કરતી, વાત કરશે તો તેનું સ્વપ્નફળ એ જ થશે કે તેને સારી વસ્તુ મળશે કે જેનાથી લોકોને આશ્ચર્ય થશે.

અને જેણે એ જોયું કે તે જમીનમાં અદૃશ્ય થઈ ગયો પરંતુ કોઈ ખાડો દેખાતો નથી તો તેનું સ્વપ્નફળ એ છે કે તે દુન્યાની માગમાં મરી જશે અને જો એ દેખાય કે ખાડામાં પડીને અદૃશ્ય થયો તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને કોઇ અણછાજતી વાતનો મુકાબલો કરવો પડશે. અથવા તેની સાથે છેતરપીંડી કરવામાં આવશે. અથવા તેનાથી કોઇ અપરાધ થશે. અને જો કોઇએ એ જોયું કે જમીન તેને ચક્કર આપી રહી છે તો તેના મામલા ચક્કરમાં પડશે અને તે રિઝકની (આજીવિકા) શોધ માટે દેશેદેશમાં ફરશે.

અને જેણે એ જોયું કે તે જંગલમાં છે અને તેમાં સીધો ચાલ્યો જાય છે અને બરાબર ચાલે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પોતાના દીનમાં (ધર્મમાં) સાચા માર્ગે છે અને જો કોઈએ એ જોયું કે, તે જંગલમાં બરાબર ચાલતો નથી તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને ઇસ્લામ ધર્મમા શંકા છે. જો કોઈએ એ જોયું કે તે જંગલમાં ખાઈ-પી રહ્યો છે તો તે દીન અને દુન્યામાં ન્યામતો મેળવશે.

**માટી અને રેતી** વિગેરે જેનો જમીન સાથે સંબંધ

છે, (અજઝા) જેમકે ધૂળ વિગેરે–તેનું સ્વપ્નફળ ધનથી થાય છે. જો કોઈએ જોયું કે તે માટી અગર રેતી ખાઇ રહ્યા છે. અથવા માટી અગર રેતી તેની ઉપર આવી રહી છે તો તેનો અર્થ એ છે કે તે ધનવાન થશે અને ઘણો જ માલ મેળવશે. અને એ રીતે જો કોઈએ એ જોયું કે તે તેમાં ચાલી રહ્યા છે. અથવા એ કે તે તેને ઉપાડે છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે તેને ધન પ્રાપ્ત કરવામાં ઘણી જ મહેનત કરવી પડશે અને તે પછી તેને માલ મળશે. અને જો કોઇએ ધૂળ આકાશ અને જમીનની વચ્ચે જોઈ તો આ મામલો બરાબર નથી. અને જો કોઈએ ધૂળ જોઈ, અને જો કોઈએ એ જોયું કે તે જમીન ખોદે છે અને માટી ખાય છે, તો આનું સ્વપ્નફળ એ છે કે તે માલને છળકપટથી ખાઈ રહ્યો છે કારણ કે જમીનનું સ્વપ્નફળ એ દીન છે જે ઈસ્લામ ધર્મની વિરૂદ્ધ હોય. એ જ રીતે તે જંગલ જે ભયાનક હોય જો તેની સીમા જણાઈ આવે તો તેનું સ્વપ્નફળ ખરાબ સ્ત્રી છે, જેમાં કોઇ સારાપણું નથી.

કિસ્સો : રબીઆ બિન ઉમૈયા બિન ખલફે હઝરત અબાબકર સિદ્દીકની સેવામાં હાજર થઈ અરજ કરી – અય ખલીફએ રસુલ (સ.અ.વ.), મેં કાલે સાંજે સ્વપ્નમાં જોયું છે કે જાણે લીલીછમ, ફળદ્રુપ જમીનમાં છું અને ત્યાંથી એ જગ્યામાં આવી ગયો છું જે ઉજ્જડ છે, જેમાં કોઈ જાતની પેદાશ થતી નથી અને એ પણ જોયું કે તમારા બન્ને હાથ મળી ગયા અને તમારા ગળામાં બેડી છે. આ સ્વપ્નને

સાંભળી હઝરત અબા બકર સિદ્દીક રદીઅલ્લાહો અનહોએ ફરમાવ્યું કે, જો તું તારૂં સ્વપ્ન સાચું કહી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તું ઈસ્લામ ધર્મને ત્યજી કુફ્ર (ખુદાનો ઈન્કાર)ને ધારણ કરશે અને મારો મામલો બરાબર રહેશે, અને મારા બન્ને હાથ દુન્યાના મામલામાં પવિત્ર રહેશે. કહેનારે કહ્યું છે કે હઝરત ઉમર બિન ખત્તાબ રદીયલ્લાહો અનહોના સમયમાં રબીઆ મદીનાથી ચાલ્યો ગયો અને રોમ દેશમાં કૈસરની પાસે જઈ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો અને એ જ ધર્મ ઉપર મરણ પામ્યો. વલ્લાહો આલમ.

**પર્વત અને ડુંગર :** પર્વત અને ડુંગરોનું સ્વપ્નફળ માણસોથી કરવામાં આવે છે તેની (જસામત) પહોળાઇ, ઊંચાઈના આધારે તેનું સ્વપ્નફળ થાય છે. એ જ રીતે ખડક, અને કયારેક પર્વતો અને ડુંગરોનું સ્વપ્નફળ ઉચ્ચતમ ઓદ્ધાથી પણ કરવામાં આવે છે જેને સ્વપ્ન જોનાર મેળવશે. જો કોઈએ એ જોયું કે તે ઉપર ચઢયો છે તો તે ઊંચું સ્થાન પ્રાપ્ત કરશે. એટલું ખરૂં કે, ખડકની મતલબ એવા લોકો છે જેમનું હૃદય કઠણ અને અત્યાચાર અને પથ્થર હૃદય અને અક્કડપણું થશે અને નાના કાંકરા જેને સામાન્ય રીતે ફેંકવામાં આવે છે તેનું સ્વપ્નફળ કોઇના સંબંધમાં વાતચીત અને તેની ઉપર આરોપ મુકવાથી થાય છે. જો કોઈ એ એ જોયું કે તે પર્વત ઉપર ઉભો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે એવા માણસ ઉપર શ્રેષ્ઠતા હાંસલ કરશે જેની દશા સ્વપ્ન જોનાર જેવી છે. અને એ તેના ઉપર કાબુ

મેળવી લીધો તો તેનો અર્થ એ છે કે તે તેના ઉપર કાબુ મેળવી લેશે. અને જેણે એ જોયું કે તેણે કોઇ પર્વતને પાડી દીધો તો આનું સ્વપ્નફળ એ હશે કે પેલા માણુસને મારી નાંખશે. અને જો કોઈએ એ જોયું કે તે પર્વતમાં બાકોરૂં પાડે છે અથવા તેને ખોદે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે કોઈ માણુસ સાથે છળકપટ કરે છે અને તેની સાથે પ્રપંચ કરે છે. અને જો કોઈએ એ જોયું કે તે પર્વત ઉપર સીધેસીધો ચઢી રહ્યો છે તો પોતાની દુન્યાના કામોમાં જે ઇચ્છે છે તેમાં મહેનત અને સખતી થશે. અને ઉંચાઈ ઉપર ચઢવું સર્વ રીતે ઉત્તમ છે. કેવળ એટલું જ કે જો તે સીધેસીધો ચઢયો તેમાં સખ્તી અને તકલીફ થશે. જો કોઈએ એ જોયું કે પર્વત ઉપર ધીરે ધીરે એ રીતે ચઢે છે જે રીતે કે હોંશયારીમાં ચઢે છે, તો તે પ્રતિષ્ઠા અને શ્રેષ્ઠતા પ્રાપ્ત કરશે, અને આવી રીતે ચઢવું ઘણું જ સારૂં છે. અને સ્વપ્નમાં દરેક જાતની ઉંચાઇ માનવીની ઊંચાઈ છે– દીન અને દુન્યામાં આબરૂ અને ઈજ્જત.

અને પર્વત અને કોતર તથા વૃક્ષો ઉપર ચઢવાનું સ્વપ્નફળ એ છે કે તેને આશ્રયસ્થાન તથા શાંતિની જગ્યા પ્રાપ્ત થશે અને તે દરેક આફતથી બચશે. જો કોઈએ એ જોયું કે તે મોટા મોટા પથ્થર, ખડક અને પર્વતોને ઉપાડી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ઘણા જ મહાન કાર્યો ઉપર કાબુ મેળવશે અને તે એવા લોકોનું વજન ઉપાડવામાં સખતી ઉઠાવશે.

**બજારોના ચબુતરા :** અર્થાત મોટા ઓટલા જેના ઉપર માલ મુકી વેચવામાં આવે છે તેનું સ્વપ્નફળ માલ તથા

વેપારના સામાન સાથે કરવામાં આવે છે. અને એવા ઓટલા જેના ઉપર માલ વેચતા નથી પરંતુ કેવળ બેસી રહે છે તેનું સ્વપ્નફળ એ છે કે સ્વપ્ન જોનાર લાંબી લાંબી વાતોમાં મશગુલ રહેશે.

**ઘર** : ઘરનું સ્વપ્નફળ કેટલીય રીતે થાય છે. જો તેનો પાયો, તેનું મૂળ, ત્યાંના રહેવાશીઓ, અને તે સ્થળના નામની ખબર ન હોય તો તેનું સ્વપ્નફળ આખેરતના ઘર (પરલોકનું ઘર)થી કરવામાં આવે છે. એટલે પરલોકમાં તેની દશા અને તેના આઅમાલનું પરિણામ આ પ્રમાણે થશે. જે રીતે આ ઘરની દશા, લંબાઈ, પહોળાઈમાં અને શોભામાં અથવા ભૂંડાપણામાં. અને જો ઘરની ખબર છે તો પછી તેનું સ્વપ્નફળ આ જગતથી કરવામાં આવશે, અને તેની દશા, તે ઘરની લંબાઈ પહોળાઈ અને શણગાર અથવા ભૂંડાપણાથી થશે. અને જો કોઈએ પોતાને એવા ઘરમાં જોયો કે તેને તે જાણે છે અને તે તે ઘરનો માલિક છે, તો તેનું સ્વપ્નફળ એ હશે કે દુન્યા તેના માટે તે ઘરના ક્ષેત્રફળ પ્રમાણે પ્રાપ્ત થશે. અને જો કોઈએ એ જોયું કે, તે ઘરના પાયામાં વધારો કરવામાં આવ્યો છે. ઝિયાદતી કરવામાં આવી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે, તેની દુન્યવી સ્થિતિમાં વૃદ્ધિ થશે. જો કોઈએ એ જોયું કે, તેનું ઘર ધરાશાયી થયું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની દુન્યા ખરાબ આઅમાલથી બરબાદ થશે.

અને જો કોઈએ એ જોયું કે તેણે પોતાનું ઘર વેચી દીધું છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે તે મરણ પામશે. અને જો કોઈએ એ જોયું કે તે પોતાનું અથવા બીજાનું ઘર બનાવી રહ્યો છે તો

તેનું સ્વપ્નફળ એ છે કે દુન્યા તરફ તેનો વધારે ઝુકાવ રહેશે ઘરના પ્રમાણમાં તે દુન્યા પ્રાપ્ત કરશે. અને ઘર જો કોઈ અજાણ્યુ સ્થળે બનાવ્યું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે નેક કામો કરશે અને આખેરતમાં (પરલોકમાં) તેની દશા સારી રહેશે. અને જો કોઈએ એ જોયું કે તેણે ઘર પાડી દીધું છે તો જો ઘરની ખબર નથી તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના પાછલા જેટલા ભયંકર ગુનાહો અને ખરાબ કર્તવ્યો હતા તે સૌ તેણે પાડી દીધા છે. અને જો ઘરની ખબર છે તો તેનું સ્વપ્નફળ એ થશે કે ખરાબ કામો અને નકામા ખરચાઓથી તેની દુન્ય ખરાબ થશે. અને જો કોઈએ પોતાના ઘરનો અમુક ભાગ પાડી દીધો અથવા ઘરનો અમુક ભાગ ઓછો થઈ ગયો તો તેનું સ્વપ્નફળ એ હશે કે, તેની દુન્યા (એટલે દુન્યાના કામો) ઓછી થઇ જશે.

**મહેલ :** જો કોઈએ શહેરમાં મહેલ જોયો જે ઘણોજ મોટો અને પહોળો છે અને તેની બારીઓ છે અને અજવાળા માટે ખડકીઓ છે. જો તે તેના ઉપર ચઢી ગયો તો તેનું સ્વપ્નફળ એ છે કે તે દુન્યામાં બુલંદી ઉચ્ચતમ સ્થાન મેળવશે. અને દીવાલનું સ્વપ્નફળ માણસની સ્થિતિ સાથે થાય છે. અને ક્યારેક તેની દુન્યા સાથે–શરત એ કે તે તેની ઉપર ઉભો હોય અને જો દીવાલ પડી જાય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની સ્થિતિ નબળી થઈ જશે અથવા તે મરણ પામશે.

**ગચનું મકાન :** અને ગચ કરેલું મકાન, જો તેની ખબર નથી તો તેનું સ્વપ્નફળ કબરથી કરવામાં આવે છે. જો

કોઈએ એ જોયું કે તે ગચ કરેલા નવા મકાનમાં બંધ છે અને તે મકાન અંજાણુ છે તો આ તેની કબર છે.

**કાચું મકાન** : જો મકાન ગચ કરેલ નથી પણ કાચું છે અને અંજાણ છે તો તેનું સ્વપ્નફળ સ્ત્રી સાથે કરવામાં આવશે. જો કોઈએ એ જોયું કે તે કોઈ મકાનમાં દાખલ થયો અને તેની ઊંચી જગ્યાએ ગયો અને મકાન અંજાણ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે એવી સ્ત્રી સાથે શાદી કરશે જેથી તેને ભલાઈ અને લાભ મળશે અને જો મકાન જાણીતું છે અને જોયું કે તે તેનો માલિક થઈ ગયો છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે તે નિર્ધન થઈ જશે, અને જો કોઈએ એ જોયું કે તે ઝાડું ફેરવી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે તે પેલા ઘરના માલિક પાસેથી ઘણોજ માલ મેળવશે–અને જેણે જોયું કે તે કબર ખોદી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે તે ઘર બનાવશે.

**શહેર** : જો કોઈએ એ જોયું કે શહેર પડી રહ્યું છે અથવા શહેરનો અમુક ભાગ પડી ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે શહેરના રહેવાશીઓનો ધર્મ નષ્ટ થઈ જશે અને શકય છે કે દુર્ભાગ્યે તેમની દુન્યા પણ બરબાદ થઈ જાય.

**નિસરણીઓ** : સીડીઓ જેવી હોય છે. જો કોઈએ એ જોયું કે, તે નિસરણી ઉપર ચઢી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ ઈસ્લામ ધર્મ સાથે આપવામાં આવશે. અર્થાત જેથી આખેરત (પરલોક)ની સફળતા સુધી પહોંચે અને જેણે એ જોયું કે તે,

કાચી ઈંટોની નિસરણી ઉપર ચઢી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે દુન્યામાં સદકા (ખેરાત–દાન) દ્વારા અને માલ ખરચ કરવાથી પ્રગતિ કરશે. અને જો નિસરણી ગચ કરેલી અથવા લાકડાની અથવા પાકી ઈંટોની છે તો દુન્યામાં તેની પ્રગતિ ધીમે ધીમે થશે, એ શરતે કે સ્વપ્નમાં એવી કોઈ વાત હોય જે આ માટે દલીલ રૂપે હોય.

**ઘરનો દરવાજો** : ઘરના દરવાજાનું સ્વપ્નફળ ઘરના વડાથી કરવામાં આવે છે જેની ઉપર સૌની નજર લાગેલી હોય. તો જે વાત દરવાજામાં જોવાય, જેમકે દરવાજો તુટી જાય અથવા ઉખડી જાય અથવા બળી જાય અથવા તેમાં કોઈ સારી નરસી વાત થાય તો ઘરના વડામાં જણાશે–અને ઘરના દરવાજાનું સ્વપ્નફળ સ્ત્રી સાથે કરવામાં આવે છે. એજ રીતે દરવાજાની ઉપરનો ભાગ પુરૂષ સાથે અને નીચેનો ભાગ સ્ત્રી સાથે કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે તેનું ઘર બળી ગયું તો તેને બાદશાહથી કોઈ હાનિ પહોંચશે અથવા પ્લેગની આફતમાં સપડાશે. જો કોઈએ એ જોયું કે દરવાજો ઉખડી ગયો છે અથવા પડી ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે ઘરવાળો મરી જશે અને જો એ જોયું કે ઘરનો દરવાજો અથવા તેનો ઉંબરો ઉખડી ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ઘરની માલિકણ મરણ પામશે. અને કોઈએ એ જોયું કે તેના ઘરનો દરવાજો ઉખડી ગયો અને તેની ઉપર કોઈ પુરૂષ ચઢી બેઠો તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ઘર વેચી દેશે અને તેની પત્ની બીજા સાથે શાદી કરશે. અને

જો કોઈએ એ જોયું કે તેના ઘરનો દરવાજો પડી ગયો છે તેનું સ્વપ્નફળ એ છે કે તે પહેલાં બીમાર પડશે અને પછી તંદુરસ્ત થઈ જશે.

**દરવાજા વિષે :** દરવાજાની ખડકીના લાકડાની મતલબ માણસની ઓલાદ છે. જો કોઈએ એ જોયું કે દરવાજાનું લાકડું પડી ગયું છે તો તેની બે પુત્રીઓ હશે તો બન્ને મૃત્યુ પામશે. અને જો બેથી વધારે હશે તો તેમના લગ્ન થઈ જશે, અને તેઓ ઘેરથી નીકળી જશે, અને જો કોઈએ એ એ જોયું કે તેણે ઘરનો દરવાજો બંધ કરી દીધો તો તેનું સ્વપ્નફળ એ છે કે તે લગ્ન કરશે અને જો ઘર અંજાણ્યુ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની દુઆ કુબુલ થશે.

**મોટા ખીલા અને ખીલીઓ :** તેનું સ્વપ્નફળ એવા માણસથી કરવામાં આવે છે કે જેના દ્વારા લોકો પોતાના મામલાઓ દુરસ્ત કરે છે. અને કાચા તથા પાકા પુલનું પણ એ જ સ્વપ્નફળ છે.

**ધરતીકંપ :** ધરતીકંપની વ્યાખ્યા એ છે કે આ દુન્યામાં કોઈ અગત્યનો મામલો જાહેર થશે. જો કોઈએ એ જોયું કે, પર્વતોમાં ધરતીકંપ થયો છે તો તેનું સ્વપ્નફળ આલેમો (જ્ઞાનીઓ)માં બહુ જ ખરાબી થશે. અને જો કોઈએ એ જોયું કે, તેની પોતાની જાતમાં ધરતી કંપ થયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે, તેમાં કોઈ જાતની અચ્છાઈ નથી કે કોઈ સારાપણું નથી અને જો કોઈએ એ જોયું કે, તેના

ઘરમાં ધરતીકંપ થયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના ઘરમાં વ્યભિચાર થશે. અને એ જોયું કે ઘરનો અમુક ભાગ પડી ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના ઘરમાં વ્યભિચાર થશે. અને જો એ જોયું કે ઘરનો અમુક ભાગ પડી ગયો છે તો આ મોતની દલીલ છે. જે ભાગ તરફ તેનું સ્વપ્નફળ થઇ શકે. વલ્લાહો આલમ.



# સાતમું પ્રકરણ

## ઝાડ, ફળો, અન્ન, ખેતી, લીલોતરી, અને બાગ બગીચાને સ્વપ્નમાં જોવાનું બયાન :

સૌ ઝાડોનું સ્વપ્નફળ પુરૂષો સાથે કરવામાં આવે છે અને તેમની સ્થિતિનું સ્વપ્નફળ એ જ રીતે કરવામાં આવશે. જે રીતે તે ઝાડના લાભ અને સુગંધ તથા ફાયદા વિગેરેથી થાય છે. દાખલા રૂપે જો કોઇએ એ જોયું કે કોઈ ફળ મળ્યું અથવા પાંદડું મળ્યું તો તેનું સ્વપ્નફળ એ છે કે બહુ જ માલ અને રિઝક કોઈ એવા માણુસ પાસેથી મેળવશે જે તે ઝાડની પાયરી પ્રમાણે હશે.

**લાકડું** : જો કઠણ જોયું તો દીનમાં બદી, અને અનીતિ તથા મુનાફિક માણસો (જેના મનમાં કાંઈ હોય અને જાહેરમાં કાંઈ–દેખાવ કરે સારા, અને પાછળ અનીતિમાન) મોટું હોય કે નાનું, તેનું સ્વપ્નફળ કઠણ લાકડા જેવું હશે અને જો તદ્દન નાની સળીઓ જુએ તો તેનું સ્વપ્નફળ એ હશે કે લોકોમાં નિંદા થવાની છે.

**અસા, (લાકડી)** નું સ્વપ્નફળ એ છે કે તે એક સજ્જન માણસ છે જેનું અનુકરણ થાય છે અને તે વિશ્વાસુ માણસ છે.

**કાંટાવાળા ઝાડ** : તેનું સ્વપ્નફળ એવા માણસો છે જેથી સ્વપ્ન જોનારને બુરાઈ અને મુશકિલીનો સામનો થશે અને કાંટો તો પોતે જ દુઃખદાયક છે. જો માણસમાં લાગી જાય તો તેની કહેણી અને કરણીથી સ્વપ્ન જોનારને તકલીફ પહોંચશે. અને કયારેક કાંટો સ્વપ્નમાં જોવામાં આવે તો સ્વપ્નફળ એ છે કે તે માણસને કોઈ મુસીબત આવશે જે તેની તકલીફનું કારણ થશે. અથવા કોઇ એવો બનાવ બનશે જેમાં સંડોવાવું પડશે.

**દ્રાક્ષ અને અનારના ઝાડો** : આનું સ્વપ્નફળ સ્રીથી કરવામાં આવે છે. જો કોઇએ જોયું કે તેણે તેને ઉગાડયું અને તે છાંયડો આપનાર થયો, અને તે લાંબુ થઇ ગયું, તો તેને આબરૂ અને ઇજ્જત મળશે અને આ આબરૂ તે ઝાડની કીંમત અને કદર પ્રમાણે થશે. અને કયારેક તેનું સ્વપ્નફળ બાળક સાથે કરવામાં આવે છે કે તે યુવાન થઇ જાય. જો

એક જ ઝાડ જોયું છે તો તેનું સ્વપ્નફળ એક હજાર દીરહમ (એક જાતનો સિક્કો) છે.

**રૂતુનો અનાર (દાડમ)** : જો સ્વપ્નમાં મીઠું દાડમ જોયું તો તેનું સ્વપ્નફળ જમા કરેલો માલ છે. અને જો સ્વપ્નમાં એ જોયું કે તેને પુરેપુરૂં ખાધું અથવા તેમાંથી અમુક ખાધું તો તેનું સ્વપ્નફળ એ છે કે માલનો એક સારો ઢગલો તેને મળશે અને તે દરેક વસ્તુ વધારે પ્રમાણમાં મળશે.

**ખાટું દાડમ** : સ્વપ્નમાં જોવાનું સ્વપ્નફળ એ છે કે જો તેણે સ્વપ્નમાં ખાઇ લીધું તો તેને રંજોગમ થશે અને અને એ જ રીતે દરેક ખાટા ફળનું સ્વપ્નફળ છે.

**સફરજન** : આ જોવાનું સ્વપ્નફળ એ છે કે તે માણસના હુન્નર અને તેની આવક અને તેની શુરવીરતાથી થાય છે. જો તેને બાદશાહે ખાધું તો તેનો દેશ છે અને વેપારીએ ખાધું તો આ તેનો વેપાર છે. જો કોઈ કારીગરે ખાધું તો આ તેની કારીગરી છે. દાખલા તરીકે કોઇએ એ જોયું કે તેને સફરજન મળ્યું અથવા ખાઇ લીધું અથવા તેનો માલિક થઇ ગયો તો તે તે હિંમતથી દુન્યા મેળવશે, તેની તાજગી તેનો સ્વાદ અને તેના ઓછા વત્તાના આધારે.

**તુરંજ (તુરઇ)** : જો કોઇએ સ્વપ્નમાં વધારે પ્રમાણમાં જોઈ તો તે સારો માલ છે જો એક અથવા બે અથવા ત્રણ જોઇ તો તેનું સ્વપ્નફળ નીતિમાન અવલાદ છે અને તુરંજની પીળાશ જોવામાં નુકસાન નથી.

**પીળા મેવા :** જેવા બિહી, અને સફરજન અને કેસર તથા જાંમફળ અને જર્દાલુ એ છે કે જોનાર બીમાર થશે અને જો આ ફળો લીલા જોયા તો તે જોવા એવા રિઝ્કની દલીલ છે જે લાભદાયી ન હોય.

**તડબૂચ :** જો કોઈએ સ્વપ્નમાં લીલું તડબૂચ જોયું તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને રોજી મળશે અને પીળા તડબૂચને સ્વપ્નમાં ખાઈ લીધું તેનું સ્વપ્નફળ એ છે કે તે બીમાર પડશે.

**કેળા :** જેણે સ્વપ્નમાં કેળાને જોયું તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને માલ મળશે, અને જોનાર દીનદાર છે, ધર્મમાં માનનાર છે તો તેના દીનમાં વધારો થશે અને તેની પીળાશ અથવા ખટાશ નુકસાન કરશે નહીં અને મોસમ સિવાય પણ તે જોવામાં નુકસાનકારક નથી અને દરેક જાતના કેળા જોવામાં શુભ જ શુભ છે.

**દ્રાક્ષ :** જો સફેદ અને લાલ કોઈએ સ્વપ્નમાં જોઈએ તો આ દુન્યાના બે પડખા છે. જો ઋતુમાં જોઈએ તો સારૂં છે અને મોસમ વગર જોઈએ તો તે બીમારી છે અને જેણે સ્વપ્નમાં તેને ખાધી તો જેટલા દાણા ખાધી એટલા જ કોરડા તેના શરીર ઉપર પડશે અથવા એટલા જ દાણા તેના શરીરમાં નીકળશે અને જો દ્રાક્ષનો રંગ કાળો હોય તો કોઈ લાભ થશે નહીં કારણ કે હઝરત નુહ અલય હિસ્સલામે બદ્દુઆ (શ્રાપ) આપી હતી કે જેથી તે દ્રાક્ષ જે તેમના હાથમાં હતી કાળી પડી ગઈ હતી, અને તેમાં કોઈ લાભ નથી.

અને જો કોઇએ એ જોયું કે તે દ્રાક્ષને નિચોવી રહ્યો છે તો આનું સ્વપ્નફળ એ છે કે તે બાદશાહની સેવા કરશે અને સારૂં તેલ વિગેરે જોવાનું સ્વપ્નફળ એ છે કે જો કોઈ એ તેને મેળવી લીધું તો તે બરકત અને ભલાઇ તથા માલ અને લીલા લહેર થશે અને દ્રાક્ષ લાલ હોય કે કાળી તેનું સ્વનફળ માલ તથા ભલાઈ અને રોજી અને લાભ છે જેને તે મેળવે.

**અંજીર** : આનું સ્વપ્નફળ શોક, રંજોગમ અને શર-મિન્દગી છે કારણુ કે અમારા દાદા હઝરત આદમ અલૈહિ-સ્સલામ જ્યારે જન્નતમાંથી નીકળ્યા તો આ ઝાડની નીચે બેઠા હતા.

**અખરોટ** : જો અખરોટ આખું છે તો તેનું સ્વપ્ન-ફળ વાતચીત, ઝગડો અને રિઝ્ઝક છે પરંતુ કોઇપણુ શોક અને રંજ વગર પ્રાપ્ત થશે.

**બદામ** : તાજી હોય કે સુકી તેનું સ્વપ્નફળ છુપા-ચલા માલથી છે અને એ જ પિસ્તાનું સ્વપ્નફળ છે.

**બન્દક** : એક ઝાડનું ફળ છે, "બન્દક અરબી" કાશમીરી બદામને કહે છે અને બન્દક હિન્દી રીઠાને કહે-વામાં આવે છે. આનું સ્વપ્નફળ સારા માલ કરવામાં આવે છે અને દરેક ઝાડ જે અફળ હોય છે જેમ સરવ તથા બીજા આવાં ઝાડ, તેનું સ્વપ્નફળ એવો માણુસ છે જેનો લાભ બહુ જ ઓછો છે. અને દરેક તે ઝાડ જે સુગંધિત છે તેનું

સ્વપ્નફળ એવા સજ્જન પુરૂષ સાથે કરવામાં આવે છે જે પ્રશંસનીય હોય અને દરેક વાસવાળું ઝાડ જોવું તેનું સ્વપ્નફળ એ છે કે તે દુષ્ટ માણસ છે.

**અનાજના દાણા** : તાજા ઘઉં સુકા ઘઉંથી ઉત્તમ છે. જો કોઈએ એ જોયું કે તે તાજા ઘઉં ખાય છે તો તેનું સ્વપ્નફળ એ છે તેમાં દીનની સમજ હાંસલ કરશે અને તેને પવિત્ર રિઝક મળશે. અને કોઈએ એ જોયું કે તે પાકા ઘઉં અથવા સુકા ઘઉં ખાય છે તો તેમાં કોઇ સારાપણું નથી. અમારા દાદા હઝરત આદમ અલય હિસ્સલામના કિસ્સા ઉપરથી.

**જવ** : તેને જોવું ઘઉંથી સારૂં છે. તાજા હોય કે સુકા, પાકેલા હોય કે ભૂંજેલા, સૌ ઉત્તમ છે અને પવિત્ર રોજી છે. ભલેને તે ખાય અથવા તેને મળે.

**લોટ** : આ બધો જમા કરેલો માલ છે જે ઘણો જ સારો છે. પછી ભલે તે જવનો લોટ હોય કે ઘઉંનો અને અન્નનો લોટ જોવો રોટલી કરતાં ઉત્તમ છે, કારણ કે રોટલીને તો આગ અડે છે અને ચોકખી રોટલી જ માલ છે જે જરૂર કરતાં વધુ હોય, અને જેણે તેને ખાધી છે તેનું સ્વપ્નફળ એ છે કે તે હમેશા એશઆરામથી રહેશે.

**ગુંદેલો લોટ** : આની દલીલ એ છે કે તેના વંશમાં વધારો થશે. જો તેની પાસે ફળદાર ઝાડ હશે તો ફળોમાં વધારો થશે. જો કોઈએ એ જોયું કે તે લોટ ગૂંદી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના વંશમાં, તેના બાગના

ફળોમાં, તેની ખેતીમાં સૌમાં વૃદ્ધિ થશે અને રોજી પણ તેનું સ્વપ્નફળ છે પરંતુ શોક અને મહેનતથી પ્રાપ્ત કરશે.

**ચોખા :** આનું સ્વપ્નફળ માલથી છે, જેને મેળવવામાં રંજોગમ ઉપાડવો પડશે.

**તલ :** તલનું સ્વપ્નફળ એ છે કે તે પ્રગતિકારક માલ છે. જેમાં દર વખતે વૃદ્ધિ થતી રહેશે.

**જુવાર–બાજરી :** આનું સ્વપ્નફળ તે માલ છે જે કમાવાના આધારે નકામું છે.

**ભુજ્યાનું** સ્વપ્નફળ લાંબા શોકની નિશાની છે.

**ચણા, મસુર, મટરનું** સ્વપ્નફળ તે માલથી થાય છે જે અપવિત્ર છે અને જેમાં રંજોગમ છે.

**ખેતર :** જો કોઇની પાસે ખેતર હોય અને તે સ્વપ્નમાં જુએ તો તેનું સ્વપ્નફળ દીન અને દુન્યામાં તેના માટે સારૂં છે. જો કોઈએ એ જોયું કે તે ખેતરમાં ચાલે છે તો ખેતરની ફળદ્રુપતા અને ઉત્તમતા મુજબ તેના માટે દીન અને દુન્યામાં સારું થશે. અને ક્યારેક ખેતરનું સ્વપ્નફળ એવા લોકો સાથે પણ હોય છે જે તે સ્થળે કોઈ રંજોગમના પ્રસંગે ભેગા થયા હોય. અને જો કોઈએ એ જોયું કે ખેતર કાપવામાં આવ્યું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે લોકોની ખુનામરકી તરફ ઈશારો છે.

**જમીનમાં બિયારણ વાવવું :** આનું સ્વપ્નફળ એ છે કે નેક કામો કરવામાં આવશે, સદ્કાર્ય થશે જો કોઇએ જોયું કે તે ઉગી ગયા છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના સર્વે કાર્યો અલ્લાહ તઆલા સમક્ષ સ્વીકાર્ય થયા છે

અને આથી આ દુન્યામાં તેની ખ્યાતિ થશે. અને આ કારણે તેનો આદરમાન થશે. અને ક્યારેક બિયારણનું સ્વપ્નફળ ઓલાદ અને વંશથી પણ થાય છે, શરત એ કે પુરેપુરી જમીન જોવામાં આવી જાય—અજાણ ન હોય.

**લીલોતરી** : જેમ ખીરા, કાકરી, શલજમ અને નારીયલ વિગેરે જોયા તો તેનું સ્વપ્નફળ સાધારણ રોજી છે, જે રંજોગમ અને ડરથી મળશે. અને ક્યારેક એવું પણ બની શકે છે, રંજોગમ તથા ભય તો સામે આવી જાય અને રોજીમાં ઢીલ થાય અને જે રંજોગમ થાય તેની મુદ્દત લાંબી થઈ જાય. અને એ જ સ્વપ્નફળ ડુંગળી વિગેરેનું છે અને સર્વે જાતની લીલોતરીનું સ્વપ્નફળ રંજોગમ અને ભય અને તંગી સાથે જીવન વિતાવવાથી થાય છે.

**સુગંધીઓ** : બધી જાતની સુગંધીઓ અને સુંઘવાની વસ્તુઓ જેમ ગુલાબ, નરગીસ, સુરજમુખી વિગેરેને જો કોઇ એ રીતે જુએ કે તે વૃક્ષથી અલગ હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે દુન્યા (ધન-સંપત્તિ) તેની નષ્ટ થઈ જશે. અને જો આ ફુલોને વૃક્ષમાં લાગેલા જોયા તો તેનું સ્વપ્નફળ નેક પુત્રથી કરવામાં આવશે, તે ફુલોની કદર અને કિંમત પ્રમાણે. અને જેણે તે મેળવી લીધા તેના માટે સારૂ થશે. અને જેણે સ્વપ્નમાં એ જોયું કે કોઇ અજાણ પોદા (છોડ) કોઈ એવી જગ્યામાં ઉગેલો છે જ્યાં તે ઉગતો નથી જેમ ઘર અને મસજિદ, તો આનું સ્વપ્નફળ એ છે કે કોઈ પુરૂષ તે ઘરમાં જમાઈ અથવા ભાગીદાર તરીકે દાખલ થશે.

**ઘાસ :** આનું સ્વપ્નફળ એ છે કે તરતજ માલ મળશે અને તે પણ સોનું હશે, એજ કારણે સુખી ઘાસને મોહમદ ઇબને સીરીન ચોકખું સોનું કહેતા હતા. કહેવાય છે કે કોઈ માણુસે મોહંમદ બિન સીરીનને એક ઉંટ ઘાસથી ભરેલો મોકલ્યો તો તેને બહુ જ વાર સુધી જોતા રહ્યા, પછી કહેવા લાગ્યા, કાશ ! આ ઊંટ મને સ્વપ્નમાં મળતું.

**બાગ–બગીચા :** તેનું સ્વપ્નફળ પત્ની છે. જો કોઈ એ એ જોયું કે તે બાગમાં છે અને ત્યાં ફળ ખાઇ રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને ધનવાન સ્ત્રી મળશે. અને જો એ જુએ કે તે બાગમાં સહેલ કરે છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે એક રૂપાળી સ્ત્રી મળવાના કારણે તેની સ્થિતિ સારી થશે અને તે એશઆરામમાં રહેશે. અને જો કોઈ એ એ જોયું કે તેના બાગનો દરવાજો એક બાજુથી ઉખડી ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પોતાની પત્નીને તલ્લાક આપશે. અને અજાણ બાગનું સ્વપ્નફળ જન્નતથી કરવામાં આવે છે. જો કોઈ એ એ જોયું કે તે એવા બાગમાં સહેલ કરે છે તો તેનું સ્વપ્નફળ જન્નત છે અને બાગનું સ્વપ્નફળ ઇસ્લામધર્મ છે. જો કોઇએ એ જોયું કે તે બાગમાં ફરે છે તો તેનું સ્વપ્નફળ અલ્લાહ તઆલા તરફથી તેને હિદાયત મળશે અને તે ઇસ્લામ ધર્મમાં સર્વો-ત્તમતા હાંસલ-પ્રાપ્ત કરશે અને તેમાં (ફરવું) સહેલ કરવાનું સ્વપ્નફળ એ છે કે તે ઊંચી પાયરી ઉપર જશે.

# પ્રકરણ આઠમું

## શરબતો અને દુધને સ્વપ્નમાં જોવાના સ્વપ્નફળનું બયાન.

**દુધ** : જો અંજાણુ જાતનું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ઇસ્લામી પ્રકૃતિ અને હઝરત રસુલે ખુદા સલલલ્લાહો અલયહિ વ સલ્લમનું અનુકરણ છે. અર્થ એ છે કે જો કોઈએ જોયું કે અંજાણુ દુધ પીધું અથવા એ કે દુધ તેના કબજામાં છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનો ધર્મ સ્પષ્ટ અને સારો રહેશે, અને જો દુધ એવું હતું કે જેની જાત અને જાતિની જાણુ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને હલાલ માલ મળશે અને ઉત્તમ રોજી મળશે જેથી તેને લાભ થશે. શરત એ કે દુધ ખાટું ન હોય, અને તેમાંથી છાશ કાઢી લેવાઈ હોય અને ખાટું અને છાશવાળું હશે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને રંજોગમ અને નુકસાન થશે.

**પનીરનું** સ્વપ્નફળ સર્વ રીતે માલ અને સારૂં છે, અને તેના માલિક માટે લીલા–લહેર છે અને આમાં જો ભીંજાયલું હોય તો તે સુકા કરતાં ઉત્તમ છે.

**ગાય, ભેંસ અને ઉંટણીનું દુધ :** બધા જ સારા છે, અને બકરી તથા ઘેટીનું દુધ ગાયના દુધથી દરજ્જામાં ઓછું છે અને જંગલી ઉંટણીના દુધનું સ્વપ્નફળ દીનમાં (ધર્મમાં) ઉત્તમ મનાય છે અને ખચ્ચરનીનું દુધ જો કોઈએ પીધું તો તેને ગભરામણ અને તકલીફ થશે અને શહેરી ગધેડીના દુધનું સ્વપ્નફળ એ છે કે ગંભીર બીમારી થશે પરંતુ પછી તંદુરસ્ત થઇ જશે. સર્વે જંગલી પશુઓ જે ખાવામાં આવે છે તે અને તેના અને એ જ રીતે હરણીના દુધનું સ્વપ્નફળ ભલાઈ, સારાપણું અને હલાલ રિઝક છે અને ઘોડીના દુધનું સ્વપ્નફળ એ છે કે પીનારનું નામ સદાચારમાં થશે. અને શેરનીનું દુધ પીવાનું સ્વપ્નફળ એ છે કે તે દુશ્મન ઉપર વિજયવંત થશે અને કૂતરીના દુધનું સ્વપ્નફળ એ છે કે તેને શત્રુથી બહુજ ભય રહેશે અને જલદી નુકસાન થશે. ચિત્તાની માદાના દુધનું સ્વપ્નફળ એ છે કે તેને ભય રહેશે અને તેનો દુશ્મન જાહેર થશે. અને શિયાળના દુધનું સ્વપ્નફળ એ છે કે તે ભલાઈ, ખુશી, આનંદ અને ધનથી થાય છે અને ભૂંડણીના દુધનું સ્વપ્નફળ એ છે કે આ દુધ પીનારની બુદ્ધિમાં પરિવર્તન થશે અને છાતીથી પીએ કે છાતીથી પીવડાવવામાં આવે–બન્ને રીતે સ્વપ્નફળ એ છે કે પીનારો કેદમાં અથવા તંગીમાં પડશે કારણ કે દુધ પીવાની મુદ્દત બે વર્ષમાં પુરી થઇ જાય છે. જો કોઈ સ્ત્રીએ સ્વપ્નમાં જોયું કે તે દુધવાળી થઈ ગઈ છે અથવા તેની છાતીમાં દુધ વહેવા લાગ્યું છે તો તેનું સ્વપ્નફળ ભલાઈ,

સારાપણું, માલ તથા રિઝકથી થશે. જે તેના ઉપર વહેવા લાગશે, પરંતુ દુધ પીવાનું સ્વપ્નફળ આથી વિરૂદ્ધ છે.

**શરાબ (દારૂ)** : આનું સ્વપ્નફળ હરામ માલથી થાય છે એ શરતે કે સ્વપ્નમાં દુશ્મની ન હોય, અથવા આ સાથે પણ વાદવિવાદ ન હોય, કારણ કે આ બદી છે.

**દ્રાક્ષ અથવા ખજુરનો શીરો** : આનું સ્વપ્નફળ મકરૂહ (નાપસંદ) માલથી થાય છે જેમાં શંકા હોય, પરંતુ તેને જેટલી આગ લાગેલી હશે એટલા જ રંજ અને મુસીબતથી મળશે.

## કેફી વસ્તુઓ

**નશા (કેફી વસ્તુથી ચઢતા કેફ)** : જો સ્વપ્નમાં દારૂ વગર નશો જણાય તો તેનું સ્વપ્નફળ એ છે તેને મકરૂહ વાત પહોંચશે (એટલે કે તે નાપસંદ વાત સાંભળશે.) જેમાં કોઈ ભલાઈ નહીં હોય કારણકે અલ્લાહુ તઆલા ફરમાવે છેઃ "વ મ ર કન્નાસા સુકારા વમા હુમ બિ સુકારા વલા કિન્ના અઝા બલ્લાહે શહીદ." અને તમે લોકોને એવા જોશો જાણે કે તેઓ નશામાં ચકચુર છે. જો કે તે નશામાં નથી, પરંતુ અલ્લાહ તઆલાનો કોપ ઘણો જ સખત છે. જે કોઇએ એ જોયું કે તે શરાબ અને શીરા કોઈની સાથે પીએ છે અને તે બન્ને વચ્ચે જમણનો દસ્તરખ્વાન (જમણ પીરસવામાં આવે છે તે પાથરણું) છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે રોજી હાંસલ કરવાની કોશિશ કરશે અને

પોતાનાથી અને બીજા સાથે ઝઘડો કરશે. કારણ કે દસ્તરખ્વાનનું સ્વપ્નફળ રોજી સાથે છે અને જો કોઈએ એ જોયું કે તે શરાબ બનાવે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે બાદશાહની સેવા કરશે, અને તેના હાથોથી ઘણા જ કામો થશે. અને જો કોઇએ શરાબની નહેર જોઇ તો તે બાગમાં હોય જે અંજાણ હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તે જન્નતમાં દાખલ થશે. શરત એ કે તે શરાબ પીએ અને તે બાગમાં દાખલ થાય. જો આવું નહીં થાય તો તે દુન્યાની કોઈ મુસીબતમાં સંડોવાશે.

**મધ :** તેનું સ્વપ્નફળ ધન અને પવિત્ર રોજીથી થાય છે અને બીમારીથી શિફા હોવાથી આપવામાં આવે છે. તે સર્વે શરબત જે મેવાથી બનાવવામાં આવે છે તેનું સ્વપ્નફળ એ જ ફળોના આધારે થશે જેથી તે શરબત બનાવવામાં આવ્યા હોય. આ સંબંધમાં ઉપર વિસ્તારથી વર્ણવવામાં આવ્યું છે.

❋

# નવમું પ્રકરણ

## સ્ત્રીઓ, પુરૂષો તથા માનવીઓના અવયવ અને જનાવરોનો મળ (હગાર) સ્વપ્નમાં જોવાનું બ્યાન.

**ઓળખીતો માણુસ :** જો કોઈએ સ્વપ્નમાં જોયું કે તેને કોઈ ઓળખીતો માણુસ કોઈ વસ્તુ આપી રહ્યો છે

અથવા વાત કરી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ અગર તે જ પુરૂષ છે અથવા તેના જેવો જ કોઈ પુરૂષ છે અથવા તેના નામનો કોઈ માણુસ.

**અંજાણુ માણુસ :** જો કોઈએ એવી વ્યક્તિને જોયો જેને તે ઓળખતો નથી તો તેનું સ્વપ્નફળ એ રીતે થશે કે જો તે યુવાન છે તો તેનો દુશમન છે, જો ઘરડો છે તો તેનું સ્વપ્નફળ તેનું સારું ભાગ્ય અને તેના નસીબથી કરવામાં આવશે જેમાં તે કોશિશ કરે છે અને જો કોઈએ સ્વપ્નમાં કોઈ ઘરડો તેને કંઈ આપી રહ્યો છે અથવા તેની સાથે વાત કરી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ તેના ઉત્તમ ભાગ્ય અને નસીબ સાથે કરવામાં આવશે. અને એટલી જ હદે થશે જેટલી હદે તેણે તે ઘરડાને જોયો. અને તેની સારી સુરત અથવા બદસુરતી અથવા શક્તિ અગર કમજોરીના આધારે સ્વપ્નફળ આપવામાં આવશે.

**ઘરડી સ્ત્રી :** જો એવી જોઈ જેને તે જાણુતો જ નથી તો તેનું સ્વપ્નફળ તેના વર્ષથી થશે. તો જેવું તેનું રૂપ અને હુશ્ન અને કમાલ સાથે કરવામાં આવશે અને એ જ રીતે તેનું વર્ષ વિતશે. અને જો કોઈએ સ્વપ્નમાં એવી કન્યા જોઈ જેને તે ઓળખતો નથી અથવા તે તેની સાથે વાત કરી રહ્યો છે અથવા તેને કંઈ આપી રહી છે અથવા તેણુ એ જોયું કે તે તે કન્યાને ગળે લગાવી રહ્યો છે અથવા તેને ચુમી રહ્યો છે અથવા તેની સાથે સંભોગ કરી રહ્યો છે. આ વગર કોઈ વસ્તુ જુએ તો તે આ તેનું વર્ષ છે જે તે

કન્યાની સ્થિતિ પ્રમાણે થશે અર્થાત્ જો તે રૂપાળી અને જાડી છે તો તે પોતાના વર્ષમાં સારાપણું અને ઉત્તમ રિઝક મેળવશે. અને જો તે કન્યા આની વિરૂદ્ધ હશે તો જેવું તેનું રૂપ હશે તેવું સ્વપ્નફળ હશે.

**જન્મેલી કન્યા :** સ્વપ્નફળમાં છોકરાથી સારી છે જેણે એને સ્વપ્નમાં જોઈ તેને ખુશી થશે હર્ષ થશે.

**છોકરો :** જેણે સ્વપ્નમાં જોયું તેનું સ્વપ્નફળ ગમ, રંજ અને સખત મહેનતથી કરવામાં આવશે. જેણે આ છોકરાને જોયો અથવા જેને આ છોકરો જન્મયો.

**અંજાણ ખ્વાનીસારા :** તેમને જોવાનું સ્વપ્નફળ ફરિશતાઓને જોવા સમાન છે.

**માથું :** પુરૂષનું પોતાનું માથું અસલમાં પોતાના અગ્રેસર (આગેવાન)ને જોવું છે જેના દ્વારા તે લોકોમાં ખ્યાતિ હાંસલ કરશે. અને આ આગેવાન તેનો પિતા હોય, ભાઈ હોય, માલિક હોય, પતિ હોય, અથવા બાદશાહ વિગેરે, તો માથામાં જો કાંઈ જુએ તો તેના આગેવાનમાં જાહેર થશે અને માથાનું સ્વપ્નફળ કયારેક માણુસની થાપણુથી પણ કરવામાં આવે છે. એટલે જો કોઈએ એ જોયું કે તેનું માથું ગળું કાપ્યા વગર અલગ થઈ ગયું છે તો તેનો આગેવાન તેનાથી અલગ થઈ જશે. અથવા તેની પૂંજી ખલાસ થઈ જશે. અગર તેની નાણાકીય સ્થિતિ પડી ભાંગશે.

**માથાના વાળ :** આ સ્વપ્ન જોનારનો માલ છે અથવા તેના આગેવાનનો માલ છે. કયારેક આનું સ્વપ્નફળ બીજી

રીતે પણ કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે તેણે પોતાનું માથું મુંડાવ્યું છે, અને તે હજના દિવસો ન હતા, ન હજના મહીનાઓ હતા–તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનો માલ ચાલ્યો જશે અને તે પોતાના હોદ્દાથી દૂર થઈ જશે. અને જો તેણે હજના દિવસોમાં સ્વપ્ન જોયું તો આ તેના માટે ઘણું જ ઉત્તમ છે અને તે હજ કરી લે એવી શકયતા પણ છે. અને જો કોઈએ જોયું કે તેના માથાના વાળ લાંબા થઈ ગયા છે તો જો તે સશસ્ત્ર રહેતો હશે તો તેના બળ, શોભા, રૂપ તથા રોબ વધશે. અર્થાત્ જો તે હાશેમી (વંશનો) છે તો તે લોકોના ગળાનો માલિક થઈ જશે, અને જો વેપારી છે તો તેના માલમાં વધારો થશે અને જો ખેડૂત છે તો તેની ખેતીમાં વધારો થશે અને જો આમાંથી કાંઈ પણ નહીં હોય તો પછી જેટલા લાંબા અને પહોળા વાળ જોયા છે એટલા જ પ્રમાણમાં તેને રંજોગમ થશે. ખાસ કરીને જો આ જોયું કે વાળ તેના મોં ઉપર આવી ગયા છે. અને જો તેના માથાના વાળ કાળા હતા અને તેણે તેને સફેદ જોયા તો તેનું સ્વપ્નફળ એ છે કે લોકોમાં તેના રોબ અને દબદબામાં વધારો થશે. અને જો વાળ સફેદ હતા અને કાળા જોયા તો આ તેની સ્થિતિમાં પરિવર્તન થવાનો ઇશારો છે.

**માણુસનો ચહેરો અને તેની દાઢી :** તેનું સ્વપ્નફળ તેના મોભાથી કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે તેની દાઢી લાંબી થઈ ગઈ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના દરજ્જામાં વધારો થશે, જો કોઈએ પોતાની દાઢી

એટલી લાંબી જોઈ કે જેટલી લાંબી રાખવાની આદત હોતી નથી, તો આ દાઢી જેટલી લાંબી હશે એટલી જ ચિંતા, ફિકર, શોક, અને રંજોગમનો તેને સામનો થશે. જો કોઈએ એ જોયું કે તેની દાઢી મુંડેલી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના માન મરતબાનો અંત આવશે. એ જ રીતે જો એ જોયું કે દાઢી પડી ગઈ અથવા ઉખાડવામાં આવી તો આ વાત દાઢી મુંડી હોવા કરતાં કંઈક દરજ્જે ઓછી છે. જો કોઈએ એ જોયું કે તેનું માથું અને તેની દાઢી બન્ને મુંડવામાં આવ્યા છે તો જો સ્વપ્નમાં કોઈ એવી વાત પણ દેખાય જેમાં સારાપણું હોય તો તેનું સ્વપ્નફળ એ હશે કે તેની મુસીબત દૂર થશે. જો તે મુસીબતમાં હશે તો અને જો તેના ઉપર કરજ હશે તો અલ્લાહ તઆલા તેને કરજથી મુક્ત કરશે અને જો બીમાર છે તો અલ્લાહ તઆલા તેને શિફા બખ્શશે. પરંતુ જો સ્વપ્નમાં કોઈ સારાપણું દેખાયું નહીં તો પછી આ સ્વપ્નમાં કોઈ ભલાઈ નથી.

**ખિઝાબ :** ખરી રીતે આ પડદો અને બચાવ છે, જો કોઈએ એ જોયું કે તેણે માથામાં ખિઝાબ લગાવ્યું છે તો અલ્લાહ તઆલા તેની સ્થિતિ ઉપર પડદો નાખી દેશે જે તે કરવાનો ઇરાદો રાખે છે, જેના માટે તે નિશ્ચય કરી ચૂક્યો છે અને જો ખિઝાબ તેના ઉપર જામ્યો નહીં તો અલ્લાહ તઆલા તેના ઉપર પડદો નહીં નાંખે.

**માથામાં, દાઢીમાં અને શરીરમાં તેલ લગાડવું :** જેણે સ્વપ્નમાં આ જોયું તો જો જગ્યાની જાણ છે તો આ તેના

રૂપની દલીલ અને શોભા છે. જે સ્થળ જાણુ બહાર હોય અથવા ચહેરા ઉપર અગર–મોં ઉપર વહેવા લાગે તો તે દુઃખદ નિશાની છે. ગમ અને રજ તેને થશે અને જો તેલ સુગંધી છે જે તેણે શરીર ઉપર ચોપડયું છે તો આ નિર્દેશ છે કે કોઈ સારી વાત પણ થશે.

**જલાઉ સુગંધ :** આને સ્વપ્નમાં જોવું વખાણુપાત્ર છે પરંતુ તેમાં ભય પણ છે કારણ કે ધુમાડાનું સ્વપ્નફળ બાદશાહથી ભય અને સાવચેતી છે.

**વાળ ઉગવા :** જો ચહેરા ઉપર, મોં ઉપર, અથવા હથેલીઓમાં અથવા એવી જગ્યાએ જ્યાં સામાન્ય રીતે વાળ ઉગતા નથી. કોઈએ વાળ જોયા તો આ આ વાતની દલીલ છે કે તેના ઉપર કરજનો ભાર લદાઈ જશે અને તેને ઘણી જ તકલીફ અને સખતી થશે. અને જો મુછ, બગલ તથા ડૂંટીની નીચેના વાળ જોયા અને તે વાળ ઓછા હશે તો આ સુન્નત (અનુકરણ)માં તથા દીનમાં ઉન્નતિ છે. અને કયારેક ડૂંટીના નીચેના વાળમાં વધારો જુએ તો આ એવા રાજ્ય સાથે થાય છે જેમાં દીન હોય પણ ધર્મ ન હોય. આખા શરીરમાં વાળોને જોવા તે માનવ સંપત્તિ છે. જો તેની પાસે વેપારનો માલ છે અથવા ખેતીવાડી છે. જે વધારો અથવા નુકસાન આ વાળોમાં જોશે એટલું જ નુકસાન અગર લાભ તેના પોતાના માલમાં થશે. અને જો એવું જોયું કે તેના વાળો ચળકે છે તો જે ધનવાન છે તો નિર્ધન થઈ જશે અને જો નિર્ધન છે તો ધનવાન થઈ જશે. જો ચિંતાતુર છે તો ચિંતામુક્ત થઈ જશે. જો

બીમાર છે તો તંદુરસ્ત થઈ જશે અને જો કરજદાર છે તો તેનું કરજ અદા થઈ જશે.

**પેશાબ :** જેણે એ જોયું કે તેણે પેશાબ કર્યો છે અને તે બદલ પોતે વ્યાકુળ છે તો તેની પરેશાની દૂર થઈ જશે. જો કરજદાર છે તો તેનો કરજો અદા થઈ જશે. જો માલદાર છે તો જેટલો ઓછો કે વધારે પેશાબ તેણે જોયો છે એટલા જ પ્રમાણમાં ઓછો કે વધુ માલ થવા પામશે.

**માનવીનું ભેજું :** આ તેનો માલ તથા ખજાનો છે. આ જ રીતે બધા જ ભેજા જે બધો જ ડાટેલો માલ છે. જો કોઈએ સ્વપ્નમાં એ જોયું કે તે ભેજું ખાય છે તો તે પોતાનો પાક માલ ખાઈ રહ્યો છે. આ સિવાય જો અન્ય માણસ અથવા જનાવરનું ભેજું ખાતાં જુએ તો તેનું સ્વપ્નફળ એ છે કે તે બીજાની કમાઈ ખાય છે.

**લોકોનું માંસ :** જો પાકેલું અથવા સેકાયેલું જુએ તો તે માલ છે અને કાચું જુએ તો આ ગીબત (નિંદા) છે તે માણસની જેનું માંસ ખાધું. અલ્લાહ તઆલા ફરમાવે છે (ભાષાંતર) શું તમારામાંથી આ વાત કોઈ પસંદ કરશે કે તે પોતાના ભાઈનું માંસ ખાય ! તમે ચોક્કસ આને ખરાબ ગણશો.

**કાન :** સ્વપ્નમાં કાન જોવા તેની પત્ની અથવા પુત્રીથી થાય છે એટલે જો કોઈએ એ જોયું કે તેનો કાન મરી ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની પત્નીને

તલાક આપશે અથવા તે મરણ પામશે અથવા તેની પુત્રીનું લગ્ન થઈ જશે અને કાનનો વધારો અગર આભુષણથી શણુગાર અગર તેમાં મોતીયોનું હોવું તેની પત્ની અથવા પુત્રીના ધનવાન અને ખુશહાલ થવાની નિશાની છે.

**માણુસની શ્રવણુશક્તિ** : માણુસની સાંભળવાની શક્તિનું સ્વપ્નફળ તેના દીનથી કરવામાં આવે છે. અર્થાત્ જે તેણે સ્વપ્નમાં પોતાની શ્રવણુશક્તિ ઓછીવત્તી જોઈ અથવા તદ્દન અદૃશ્ય જોઈ તો આ તેના દીનની સ્થિતિ થશે.

**માણુસનો અવાજ** : તેની લોકખ્યાતિ તે વિષે, તેનું વર્ણન અને તેના ગર્વથી થશે જે રીતે તેનો અવાજ, મધુર ગળું અને રાગ તથા મધુર અવાજ દૂર તથા નજીક સ્વપ્નમાં જણાશે. એ જ પ્રમાણે તેની ખ્યાતિ અને તેની શોહરત થશે.

**આંખ** : તેનું સ્વપ્નફળ માણુસના દીન અને તેના માર્ગદર્શનથી થાય છે અને એ જ રીતે આંખની જોવાની શક્તિ ઓછી અથવા વધુ થશે અને જેણે પોતાની આંખ અથવા જોવાની શક્તિમાં ઓછુંવત્તું જોયું આ તેનો ધર્મ છે જેમ આંધળાપણું અથવા આંખની લાલી વિગેરે. અને જેણે એ જોયું કે તેણે સુરમો આંજ્યો છે તો તેનું સ્વપ્નફળ એ હશે કે તેના દીનમાં સારાપણું રહેશે અને જો સ્વપ્નમાં સુરમો આંજતી વખતે શણુગારનો ઈરાદો હશે તો એવું કામ કરશે જેથી લોકોમાં તેની દીનદારી ઉત્તમ પુરવાર થાય અને ક્યારેક આંખનું સ્વપ્નફળ પુત્ર અથવા ભાઈ અગર આગેવાનથી કરવામાં આવે છે. તો આમાં જે કોઈ

અકસ્માત અથવા ઓછુંવત્તું જણાશે તો તે આમાંથી જ થશે જેનું વર્ણન થયું છે.

**આંખની પલકો અને ભ્રમરો :** આનું સ્વપ્નફળ દીનનું રક્ષણ અને તેમાં ઉંચા વિનયથી કરવામાં આવે છે જો કોઈને પોતાની પલકોમાં નુકસાન અગર વધારો અથવા સુંદરતા જણાઈ તો આ સ્થિતિ તેના ધર્મ અને તેના ઉચ્ચતમ વિવેકમાં જાહેર થશે.

**નાક :** નાકનું સ્વપ્નફળ માણસના દરજ્જો અને ગર્વથી કરવામાં આવે છે અને એ જ રીતે તેના લલાટ (પેશાની)નું સ્વપ્નફળ તેની ઇજ્જત અને તેના ગર્વથી કરવામાં આવે છે. તેમાં વધારો અથવા નુકસાન જુએ તો તેમાં એ જ સ્થિતિ થશે જે વર્ણવવામાં આવી છે.

**કાનની બૂટીઓ, ગાલ અને જડબા :** આ માણસની આર્થિક સ્થિતિ જાહેર કરે છે. આમાંથી આ જે કાંઈ જણાશે તે તેની આર્થિક સ્થિતિ હશે. જે લોકો વચ્ચે તેની હશે. હોઠ માણસના મદદગાર છે. ઉપરનો હોઠ નીચેના હોઠથી સારો છે.

**માણસની જીભ :** તેનું સ્વપ્નફળ તેનું ભાષાંતર છે અને તેનો સંદેશવાહક છે અને ક્યારેક જીભનું સ્વપ્નફળ માણસાઈની દલીલથી કરવામાં આવે છે.

જો કોઈએ પોતાની જીભ કપાયલી અગર નાની અથવા તેમાં નુકસાન જોયું તો જો તેનો કોઈની સાથે ઝગડો ચાલતો

હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની ચર્ચા પુરી થઈ અને જો કોઈની સાથે તેની લડાઈ ન હતી. આ તેના દીનમાં સારાપણું છે અને જો એ જોયું કે તે લાંબી થઈ ગઈ છે તો જાણે લડવામાં તેની દલીલો શક્તિશાળી થશે અને તે વાચાળ હશે. અને જેની સાથે તેનો ઝઘડો ચાલે છે અથવા લડાઈ થઈ રહી છે તેમાં તેને સફળતા મળશે. અને જો કોઈની સાથે તેનો ઝગડો ચાલતો ન હોય તો તે ઘણોજ વાચાળ, બહુબોલો અને નકામી વાતો કરનાર હશે. અને સ્ત્રીની જીભનું કપાઈ જવું દરેક સ્થિતિમાં સારૂં છે.

**દાંતોનું સ્વપ્નફળ :** માણુસના ઘરવાળાઓ સાથે અને તેની પથારીથી કરવામાં આવે છે.

આગળના દાંતનું સ્વપ્નફળ ઓલાદ અને બહેન ભાઈઓથી કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે તેના દાંત હાલી ગયા છે તો તેનું સ્વપ્નફળ એ છે તે તેના ઘરના કેટલાક માણુસ બીમાર થશે અને જો એ જોયું કે દાંત તેના હાથમાં પડી ગયા છે અથવા તેને પોતાના કપડામાં લઈ લીધા અથવા તેના ગજવામાં મુકયા અગર ઘરમાં રાખ્યા છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને ત્યાં પુત્ર જન્મશે અથવા બહેન અગર ભાઈ. જો કોઈએ એ જોયું કે તેણે દાંતો ખાઈ લીધા તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના કેટલાક સગાના દેહમાં કોઈ તકલીફ થશે અને જો કોઈએ એ જોયું કે તેના દાંતો લાંબા અથવા તેમાં વધારો અગર સફેદ અથવા સુંદરતા આવી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પોતાના નજીકના સગામાં કોઈ એવી વાત જોશે તેને ખુશી થાય.

**દાઢ :** દાઢનું સ્વપ્નફળ માણુસના કાકા, ફોઈ વિગેરે સગા સાથે કરવામાં આવે છે. જો એમાં કોઈ અકસ્માત જણાય તો તેનું સ્વપ્નફળ એ હશે કે તેઓમાં એ ઘટના જાહેર થશે.

**કોચલીનું** સ્વપ્નફળ ઘરવાળાઓના આગેવાન સાથે કરવામાં આવે છે જેના ઉપર વિશ્વાસ કરી શકાય છે.

**હંસીના દાંત :** તેનું સ્વપ્નફળ માણુસના મામા અને માસીથી કરવામાં આવે છે અને દાઢ જો ઉપરની હોય તો તેનું સ્વપ્નફળ પુરુષો સાથે અને નીચેની હોય તો સ્ત્રીઓ સાથે કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે તેમાંથી કોઈ દાઢ તેના મોંમાં પડી ગઈ અને તેણે તેને ન ઉપાડી તો જેમ ઉપર જણાવ્યું છે તેમ એ જ જાતનો કોઈ સગો અવસાન પામશે અને જેણે એ જોયું કે તેના સર્વે દાંત પડી ગયા છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના સર્વે સગાં મરી જશે. અને તેની ઉમર લાંબી હશે, તેમજ તે સૌથી છેલ્લો મરણ પામશે.

કહેવાય છે કે અમીરૂલ મોમેનીન મનસુરે એ જ સ્વપ્ન જોયું હતું કે તેમના મોમાંથી તેમના સર્વ દાંત પડી ગયા હતા. ત્યારે સવારે ઉઠીને ખલીફાએ પોતાના ખાદિમને આદેશ આપ્યો કે કોઇ સ્વપ્નફળ જોનારને બોલાવી લાવે, એટલે એક સ્વપ્નફળ કહેનારને તેમની સામે ઉભો કરવામાં આવ્યો, જેણે સ્વપ્નફળનું અર્થઘટન આ રીતે કરતા કહ્યું કે અમીરૂલ મોમેનીન, આપના સર્વે સગા અવસાન પામશે,

જેથી મનસુરને ગુસ્સો ચડયો અને કહ્યું અલ્લાહ તારૂં મોં બંધ કરે અને તારૂં સ્વપ્નફળ સાચું ન ઠરે, ઉઠ, ઉભો થા અને અહીંથી નીકળ. અલ્લાહુતઆલા તારૂં બુરૂં કરે. પછી આદેશ આપ્યો કે કોઈ બીજા સ્વપ્નફળ જોનારને બોલાવી લાવ. એટલે બીજાને બોલાવ્યો જે બાદશાહો સાથે ઉઠતો બેસતો હતો અને દરબારી આદાબથી માહિતગાર હતો. જ્યારે તેણે સ્વપ્નફળ કહ્યું, અમીરૂલ મોમેનીન આપની ઉમર લાંબી છે. આપ આપના કુટુંબમાં સૌથી છેલ્લે અવસાન પામશો. ત્યારે અમીરૂલ મોમેનીને હંસીને કહ્યુ, સ્વપ્નફળ તો એક જ છે. પરંતુ તેં સારા શબ્દોમાં સ્વપ્નનો ભાવાર્થ સમજાવ્યો. પછી તેને દસ હજાર દિરહમ (રૂપીઆ) ઈનામ આપ્યું.

**ગરદન** : તેની લંબાઈમાં વધારાનો અર્થ અનામત અને દીનથી અને તે સહન કરવાથી થાય છે અને કમી, કમજોરી અને નાની હોવાનું સ્વપ્નફળ એ છે કે તે અનામતમાં વિશ્વાસપાત્ર નથી. એ જ રીતે બન્ને હાથ અને બન્ને પડખા છે કે તેનું સ્વપ્નફળ અલગ અલગ થાય છે. ક્યારેક તો આ બીજા ઉપર આધારિત હોય છે અને તેની સ્થિતિ ઉપર, અને તેની જાણ તેની દલીલોથી થાય છે, જે સ્વપ્નમાં જણાય છે. જો કોઈએ એ જોયું કે તેનો હાથ કપાઈ ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનો ભાઈ અથવા તેનો મિત્ર અવસાન પામશે અથવા જો તેનો કોઈ ભાગીદાર છે તો તે છુટો થઈ જશે. શરત એ કે તે કપાયલો હાથ તેણે ઉપાડયો ન હોય. અને જો ઉપાડી લીધો તો તેનું

સ્વપ્નફળ એ હશે કે તેને ભાઈ અથવા પુત્ર અથવા કોઇ મિત્ર મળશે. અને જો કોઈએ એ જોયું કે તેનો હાથ કપાયેલો છે પરંતુ તેના કપાયાની સ્થિતિમાં લોહી જોયું નથી તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ગુનાહોથી અને એ જ રીતે જેણે એ જોયું કે તેનો હાથ તેની ગરદનમાં બાંધ્યો છે તો તેનું સ્વપ્નફળ ઉપર મુજબ થશે. અને જે માણુસે એ જોયું કે બાદશાહે તેનો હાથ કાપ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે અલ્લાહ તઆલાની જુઠી સોગંદ ખાશે. અને જેણે પોતાના હાથ લાંબા જોયા તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની આવકમાં વધારો થશે અને ખરચ પણ વધુ થશે અને સખાવત (દાન આપવા) માં વધારો થશે અને જેણે પોતાના હાથમાં પકડવાની શક્તિ વધારે જોઈ તો તેનું સ્વપ્નફળ વૃદ્ધિ અને કુદરતથી કરવામાં આવશે.

**આંગળીઓ :** આનું સ્વપ્નફળ બેન અને ભાઈઓની ઓલાદ સાથે કરવામાં આવે છે અને કયારેક આંગળીઓનું સ્વપ્નફળ તેની પાંચ વખતની નમાઝ સાથે સરખાવવામાં આવે છે. જો કોઇએ પોતાની આંગળીઓમાં ઓછુંવત્તું જોયું તો જેટલું ઓછુંવત્તું જોયું છે એ જ ઓછુંવત્તું પોતાના ભાણેજ તથા ભત્રીજાઓમાં નમાઝમાં જોશે—એ શરતે કે સ્વપ્નમાં એવી વાતો દેખાય જે આ માટે દલીલ રૂપ હોય.

**નખ :** આનું સ્વપ્નફળ માણુસની શક્તિ અને તેની સ્થિતિ સાથે સરખાવવામાં કારણુ કે તે આથી પોતાના દેહને અંજવાળે છે.

**સીનો :** આનું સ્વપ્નફળ માણુસની સહનશક્તિ અને ગંભીરતાથી કરવામાં આવે છે એટલે જે કાંઈ તે છાતીમાં કમી અથવા પહોળાઈ જોશે તે તેની ગંભીરતા તથા સહન-શક્તિ ઓછાવત્તાની દલીલ છે.

**છાતી :** આનું સ્વપ્નફળ માણુસની પુત્રીઓથી કરવામાં આવે છે.

**પેટ :** જો કોઈએ પોતાના પેટને છે તેથી ઓછું જોયું જે તેનું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના માલમાં વધારો થશે. અને પેટ તથા આંતરડા અને પેટમાંની સર્વ વસ્તુઓ દાટેલો જમા કરેલો માલ છે. જો કોઈએ એ જોયું કે તે પોતાના આંતરડા અથવા હૈયું અથવા ગુરદા અથવા તે વસ્તુઓ જે પેટમાં હોય છે તે ખાઈ રહ્યો છે અથવા એ જોયું કે આ વસ્તુઓ લઈ લીધી અથવા તેને ઉપાડી લીધી અથવા કોઈ બીજાએ ઉપાડી તો તેનું સ્વપ્ન-ફળ એ છે કે તે દાટેલ ખજાનો પ્રાપ્ત કરશે. જે વસ્તુઓ માણુસના દેહમાં જન્મે છે અને જેનો ખોરાક માણસના શરીરમાંથી મળે છે જેમ પેટના કીડા અથવા જૂ વિગેરે તો તેનું સ્વપ્નફળ માણુસની ઓલાદથી કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે સ્વપ્નમાં જૂ અથવા કીડા તેના શરીરમાંથી પડે છે અથવા તેના અવયવમાં પડે છે અથવા તેણે જોયું કે તેના શરીરમાં અથવા કપડામાં વધારો થઈ ગયો છે તો આનું સ્વપ્નફળ એ છે કે તે ઘણો જ માલ અને ગુલામ પ્રાપ્ત કરશે.

**પાંસળીઓ :** માણસની પાંસળીઓનું સ્વપ્નફળ તેની સ્ત્રીઓથી થાય છે અર્થાત જો પાંસળીઓમાં કાંઈ જણાશે તો તે તેની સ્ત્રીઓમાં હશે.

**પીઠ :** (વાંસો) માણસની આબરૂ તથા તેની સજ્જનતાની દલીલ છે અને ક્યારેક પીઠનું સ્વપ્નફળ તેના પુત્ર સાથે પણ કરવામાં આવે છે કારણ કે પુત્ર એ દ્વારા જ જન્મે છે.

**ખભો :** ખભાનું સ્વપ્નફળ માણસની પત્નીથી થાય છે અર્થાત જે વાત ખભામાં દેખાઇ દેશે તે તેની પત્નીમાં દેખાશે.

**શિશ્ન :** (ઇંદ્રી) મૂત્રનળી, પુરૂષની ઇંદ્રીનું સ્વપ્નફળ લોકોમાં તેની ચર્ચા ઉપરથી કરવામાં આવે છે. જેણે એ જોયું કે તેની ઇંદ્રી કપાઈ ગઈ છે એટલે દુનિયામાં તેની ચર્ચા આટોપી લેવાઈ, એટલે તેનો પુત્ર અવસાન પામશે અથવા તે પોતે મરણશરણ થશે.

**અંડકોશ :** (ખુસ્યા) આથી જ પુત્ર જન્મે છે. જો કોઈએ એ જોયું કે તેનો ડાબો અંડકોશ ખેંચી લેવામાં આવ્યો છે અથવા કાપી દેવામાં આવ્યો છે અથવા તે પડી ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને ઓલાદ થશે નહીં. પોતે સંતાનવિહીન રહેશે.

**બન્ને જાંઘનું** સ્વપ્નફળ માણસના કુટુંબ તથા તેની જ્ઞાતિથી થાય છે. જો કોઈએ એ જોયું કે તેની જાંઘ તેનાથી અલગ થઇ ગઈ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પોતાના કુટુંબથી અલગ થઈ જશે.

**ઘૂંટણ, પિંડલી અને પગલાં :** તેનું સ્વપ્નફળ માણુસની પૂંજી તથા માલથી કરવામાં આવે છે જેનો આ બન્ને ઉપર વિશ્વાસ છે અને આમાં તેની વૃદ્ધિ તથા ઉમેરો જણાય છે.

**પગની આંગળીઓ :** તેનું સ્વપ્નફળ માણુસની પૂંજી સાથે અર્થઘટન થાય છે.

**ખાલ :** માણુસનો તે વારસો છે જે તેના મૃત્યુ પછી વહેંચવામાં આવશે. ડૂંટી અને ઘૂંટણની વચ્ચેનો ભાગ જે અવશ્ય સંતાડવાપાત્ર છે. પણ એ જોયું કે તેના ઉપર તેના કપડા પણ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે જેટલો ભાગ ખુલ્લો છે તે પ્રમાણે તેના દુર્ગુણ લોકોમાં જાહેર થઇ જશે અને જેણે એ જોયું કે તેણે પોતાના કપડા ઉતારી નાંખ્યા, તેનું સ્વપ્નફળ એ છે કે તે વાતોની માગણી કરી રહ્યો છે અથવા તેમાંથી પસાર થઇ રહ્યો છે તેથી તે અલગ થઈ જશે. અને જેણે પોતાને નાગો જોયો અને જો તે દીનનો ઈચ્છુક છે તો તે દીનના ઉંચા સ્થાને પહોંચશે અને તે ઈબાદતમાં ખાસ સ્થાન પ્રાપ્ત કરી લેશે અને જો તે દુનિયાનો ઈચ્છુક હશે તો તે દુનિયાની છેલ્લી સીમા પ્રાપ્ત કરી લેશે. એ શરત છે કે શરીરના જે ભાગો જાહેર કરવાના નથી તે લોકો જુએ. અને જો તે ભાગો જોતા હોય તો તેમાં કોઈ સારાપણું નથી. અને એ પણ કહેવાય છે કે જેણે સ્વપ્નમાં એ જોયું કે તે બજારમાં અથવા મસજીદમાં અથવા કોઈ બીજા સ્થળે નગ્ન થઈ ગયો છે પરંતુ શરીરના તે ભાગ જેને

છુપાવવાના હોય છે તે જાહેરમાં નથી અને ન કોઈએ તે માટે વાંધો ઉઠાવ્યો છે તો તેનું સ્વપ્ન એ છે કે તેને બીમારીથી શિફા થશે અને તેની મુશ્કેલીઓનો અંત આવશે અને તે પોતાના ગુનાહોથી પવિત્ર થઇ જશે અને જો તેના ઉપર કરજ હશે તો તે અદા થઈ જશે.

**ગરદન :** જેણે સ્વપ્નમાં એ જોયું કે તેની ગરદન મારવામાં આવી છે અને તેનું માથું તેનાથી અલગ થઈ ગયું છે તો જો તે કેદમાં હશે તો તેને છોડી મુકવામાં આવશે અને બીમાર હશે તો તંદુરસ્ત થઈ જશે. જો કરજદાર હશે તો તેનો કરજો અદા થઈ જશે અને ઘણી જ શકયતા છે કે તે હજ માટે જાય. અને મુસીબતમાં ફસાયેલો હશે તો તેની મુસીબત દૂર થશે. જો તેને કોઈનો ભય હશે તો તેથી તેને શાંતિ મળશે. જો કોઈ એ જોયું કે તે કોઇ જ્ઞાતિમાં આગેવાન થયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેમની સ્થિતિ તેની મારફતે સારી થશે. અને કયારેક આગેવાન થવાના કારણે તેના શરીરમાંથી લોહી નીકળ્યું તો આવા સ્વપ્નમાં કોઈ સારાપણું નથી. અને કયારેક આનું સ્વપ્નફળ એ પણ હોય છે કે તેના માલમાં શંકા છે અને જેણે એ જોયું કે તેણે કોઈ માણુસને ઝુબહ કર્યો, (તેની ગરદન કાપી) તો તેનું સ્વપ્નફળ એ છે કે તે માણુસ તેની ઉપર જુલમ કરશે અને જો કોઇએ એ જોયું કે તેણે કોઈ એવા જાનવરને ઝુબહ કર્યો છે જેનું ખાવું હરામ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે જાનવર જેનું હશે તે તેના ઉપર અત્યાચાર

કરશે. અને જો કોઈએ એ જોયું કે તેણે કોઇને કતલ કર્યો તો તેનું સ્વપ્નફળ એ છે કે કતલ થનાર ઘાતકીથી સારૂં વર્તન કરશે. અને જેણે એ જોયું કે તે કોઈની સાથે લડાઇ લડે છે તો જે પછડાશે તેની સ્થિતિ સારી રહેશે અને પોતાની સાથે લડનાર સાથીથી વધારે જમીનનો માલિક થશે. અને જેણે એ જોયું કે તે કોઇને ગાળ આપે છે તો જેને ગાળ આપી છે તેની સ્થિતિ સારી રહેશે. વલ્લાહોઆલમ.

કહે છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર રદે યલ્લાહો અનહોએ સ્વપ્નમાં જોયું કે તે અને અબ્દુલમલેક કુશતી લડે છે અને અબ્દુલ્લાહે અને તેને પાડીને ચાર ખીલાઓથી તેને જમીનમાં ઠોકી દીધો. સવારે ઉઠીને અબ્દુલ્લાહે એક માણુસને ઇમામ મોહંમદ ઇબને સીરીન પાસે મોકલ્યો અને તેમને આ સ્વપ્નનું સ્વપ્નફળ પૂછ્યું. પરંતુ એ સુચના આપી કે એ ન કહે કે પછાડનાર કોણ છે? અને જે પછડાયો તે કોણ છે? પરંતુ જ્યારે તે માણુસે ઈમામ સાહેબ સમક્ષ સ્વપ્ન વર્ણવ્યું ત્યારે ઇમામ સાહેબે તરતજ ફરમાવ્યું કે, આવું સ્વપ્ન અબ્દુલ મલેક બિન મરવાન યા અબ્દુલ્લાહ બિન ઝુબેર સિવાય કોઇ જોઈ શકતું નથી. ત્યારે તે માણુસે કબુલ કરવાની ના પાડી અને કહ્યું, કે અય ઈમામ આ તો મારૂં સ્વપ્ન છે, ત્યારે ઇમામ સાહેબે ફરમાવ્યું કે હું તને ત્યાં સુધી આ સ્વપ્નનું સ્વપ્નફળ કહીશ નહીં જ્યાં સુધી તું મારા શબ્દોને ટેકો ન આપે. ત્યારે તે માણુસ અબ્દુલ્લાહ બિન ઝુબેર પાસે ગયો અને તેમને ઈમામસાહેબના મંતવ્યની

જાણ કરી ત્યારે તેમણે ફરમાવ્યું કે, જા જઈને કહી દે કે આ સ્વપ્ન મેં જોયું છે. એટલે તે માણસે આવીને કહ્યું કે, અય ઇમામસાહેબ, આ સ્વપ્ન અબ્દુલ્લાહ બિન ઝુબેરે જોયું છે અને તેમણે અબ્દુલ મલિકને પછાડયો છે ત્યારે મોહંમદ બિન સીરીન રહમતુલ્લાહ અલયહે ફરમાવ્યું કે, અબ્દુલ-મલેક બિન મર્વાન, અબ્દુલ્લાહ બિન ઝુબેરને કતલ કરશે અને અબ્દુલ મલિકની ઓલાદને તેમના પિતા તરફથી ખિલાફત (પ્રતિનિધિત્વ) મળશે, અને આ સ્વપ્નફળ એ કારણે છે કે તેમણે જમીનમાં ખીલા ઠોકયા છે. એટલે આપે જે સ્વપ્ન-ફળ બતાવ્યું હતું એ જ પ્રમાણે થયું.

**દુલહા (વર) :** જેણે સ્વપ્નમાં પોતાને દુલહો જોયો તો જો પોતાની પત્નીને ઓળખી લીધી તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના લગ્ન થશે અથવા તેનો આદર સત્કાર થશે અથવા તે કોઇ પણ વસ્તુનો માલિક થશે અને સ્વપ્નમાં પત્નીને ન જોઈ તો તેનું સ્વપ્નફળ એ છે કે તે અવસાન પામશે અથવા કતલ કરવામાં આવશે. અથવા અલ્લાહુતઆલા તેની સાથે એ રીતે મુલાકાત કરશે કે તે શહીદ મરેલો હશે. અને જેણે સ્વપ્નમાં એ જોયું કે તેણે પોતાની પત્નીને તલાક આપી છે તો તેનું સ્વપ્ન એ છે કે તે હાલમાં જે હોદ્દા ઉપર છે તે ઉપરથી તેને ઉતારી દેવામાં આવશે.

**લોહી :** જો કોઈએ એ જોયું કે તેના દેહમાંથી લોહી વહી રહ્યું છે અને કોઇ ઘા દેખાતો નથી અથવા પોતાના દેહમાં ઝરણા જોયાં કે જેમાંથી લોહી વહે છે અથવા પરૂ

નીકળે છે તો જો શરીરથી અડી જાય તો તેનું સ્વપ્નફળ એ છે કે જેટલું લોહી અથવા પરૂ વહ્યું છે, એટલા જ પ્રમાણમાં હરામ માલ મળશે અને જો તેના શરીર અથવા કપડાને અડયું નથી તો જેટલું લોહી અથવા પરૂ તેમાંથી વહ્યું છે અથવા તેમાંથી નીકળશે જે પર સ્થિર થાય. અને જો કોઈએ તેના દેહમાં રસોળી (ગાંઠ) અથવા ઘા, અથવા ફોલ્લીઓ, દાણા નીકળ્યા છે તો તેમાં જેટલો મવાદ રહેશે એટલો જ માલ મળશે અને શરીરમાં દરેક વધારો, જેમ જાડાપણું અથવા સોજો હોવાનું સ્વપ્નફળ એ છે કે તે માલ મેળવશે.

**જુઝામ કોઢ :** નું સ્વપ્નફળ માલમાં વધારો છે જે સોજા કરતાં વધારે છે અને સજ્જનતા હાંસલ થશે.

**કોઢ :** શરીરમાં સફેદ ડાઘા હોવાનું સ્વપ્નફળ માલ તથા વસ્ત્રો છે.

**ગાંડપણુ :** નું સ્વપ્નફળ માલ છે, કેવળ એટલું જ કે તે માલને એવા કામમાં વાપરશે જ્યાં વાપરવું યોગ્ય નથી.

**નશો (કેફ) :** આનું સ્વપ્નફળ એ છે કે જો શરાબનો નશો જણાય તો બાદશાહથી ધન મળશે અને જો દારૂ પીધા વગર નશો જણાય તો તેમાં કોઈ ભલાઈ નથી.

**શરીરમાં નુકસાન :** જેમ દૂબળાઇ (દૂબળાપણું) અને નિર્બળતા સ્વપ્નમાં જોવાથી કોઇ સારાપણું નહીં મળે.

**શક્તિ :** શક્તિનું સ્વપ્નફળ એ છે કે દીન (ધર્મમાં) માં અને દશામાં શક્તિ મળશે અને જેણે એ જોયું કે, તે ઘણોજ વજનદાર વજન ઉપાડી રહ્યો છે તો આનું સ્વપ્નફળ એ હશે કે તેને રંજોગમ પ્રાપ્ત થશે અને આ સર્વે વસ્તુ ઓને જોવી જે પેટમાંથી નીકળે છે અથવા જનાવારોનું બીટ સ્વપ્નમાં જોવું એટલે માલનો હાંસલ કરવો છે અને જો તેમાં વાસ છે તો તે હરામ છે અને તે દરેક વસ્તુ જેમાં વાસ ઓછી હશે તેમાં ગુનોહ કે હરામની કમી હશે.

**જે જનાવરોનું માંસ ખવાતું નથી :** તેમનું બીટ સ્વપ્નમાં જોયું તેનું સ્વપ્નફળ હરામ માલથી કરવામાં આવે છે. જો કોઇએ સ્વપ્નમાં એ જોયું કે તેને મળ લાગ્યો છે અથવા તેના વસ્ત્રોમાં લાગ્યો છે અથવા તેનો તે માલિક થઈ ગયો છે અને તેનું રક્ષણ કરી રહ્યો છે તો તેનું સ્વપ્ન-ફળ એ છે કે જેટલો મળ તેનાથી નીકળ્યો છે એટલો જ માલ તેની પાસેથી નીકળી જશે અથવા તેનાથી કોઈ એવું કામ થશે જેથી તેને નુકસાન થશે અને જો મળ એટલો નીકળ્યો કે કાદવની જેમ અને વરસાદ અને નાળાની જેમ થઈ ગયો છે તો તેમાં કોઇ સારાપણું નથી એટલું જ નહીં પરંતુ શકયતા છે કે બાદશાહ અગર હાકેમ તરફથી તેને ભયનો સામનો થાય. અને જેણે સ્વપ્નમાં એ જોયું કે જે આદતથી વિરૂદ્ધ તેના દેહમાંથી કોઈ વસ્તુ નીકળી હોય દાખલા તરીકે લોહી, કીડા અગર જૂ અથવા પરૂ, કોઈ બીજી વસ્તુ, તો આ નીકળનારી વસ્તુ જે તરફ જાય, માલ

અગર કુટુંબ વિગેરે તો તે એટલા જ પ્રમાણમાં તેનાથી અલગ થઈ જશે જેટલા પ્રમાણમાં તેણે જોઈ છે.

અને જેણે એ જોયું કે તેનાથી હુવા નીકળી (પાદવું અથવા વા છુટવી) અને તેમાં અવાજ પણ થયો તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના મોંથી કોઈ એવી વાત નીકળશે જે સાંભળી લોકો હુંસશે. અને જો કોઈએ એ જોયું કે તેની ગુહ્યેન્દ્રિયમાંથી લોહી નીકળ્યું છે તો જો તેના દેહુથી અડયો છે તો જેટલું લોહી નીકળ્યું છે એટલો જ માલ તેને મળશે અને જેણે એ જોયું કે તેણે થુંકયું તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના મોંથી એવી વાત નીકળશે જે તેનાથી તેના પારકા સુધી પહોંચાડવામાં આવશે.

**ઉધરસ (ખાંસી) :** જો કોઈએ એ જોયું કે તે ખાંસે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે કોઈની શિકાયત (ફરિયાદ) કરશે અને જો કોઈએ એ જોયું કે તેની નાકમાંથી લીટ નીકળી રહી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે આવેશમાં આવશે અને જે વાત કરવી નહીં જોઈએ તેના મોંથી નીકળશે.

**ઉલટી અને વદી :** (વદી એટલે સફેદ પાણી જે પેશાબથી પહેલાં નીકળે છે અને જે ઘટ હોય છે) જો કોઈએ એ જોયું કે તેણે ઉલટી કરી અથવા વદી નીકળી તો તેનું સ્વપ્નફળ એ છે કે તેણે તોબા કરવી જોઈએ. પશ્ચાતાપ કરવો જોઈએ અને તરત જ અલ્લાહુતઆલા તરફ ઝૂકી જવું જોઈએ. અને જો ઉલટી જે તેણે કરી છે તેની વાસ,

મઝા, સ્વાદ, અને રંગ ખરાબ ન લાગે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે અલ્લાહુતઆલા સમક્ષ ચોકખી તોબા કરશે અને પોતાની મેળે ગુનાહોને છોડી દેશે અને જો ઉલટીમાં ખરાબ વાતો જાહેર થઈ તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનાથી એવી ખરાબ વાતો થશે જેથી તેને તકલીફ થશે.

**સીંગીયો લગાડવી** : જેણે એ જોયું કે તે સીંગીયો લગાડાવી રહ્યો છે તો જો સીંગીયો લગાડનાર અજાણ્ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની ઉપર શરત લગાવવામાં આવશે અથવા તેની પાસેથી અનામત રખાવવામાં આવશે. અને સીંગીયો લગાવનાર કોઇ પ્રખ્યાત છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનો માલ ચાલ્યો જશે. અને જો સીંગીયો ગળામાં લગાડવામાં આવી હશે તો તેની અમાનતમાં કમી હશે.

**નકુસીર** (નાકમાંથી લોહી નીકળવું) : તેનું સ્વપ્ન ફળ દેહની તંદુરસ્તીથી કરવામાં આવે છે જે સ્વપ્ન જોનાર પ્રાપ્ત કરશે. અને કયારેક આનું સ્વપ્નફળ માલ અથવા મરતબા, માન અથવા વેપારના માલથી કરવામાં આવે છે એટલે તેમાં કમીથી કરવામાં આવે છે.

**ફસ્દ** : આ સ્વપ્નફળ એ છે કે માલ તેના હાથમાંથી નીકળી બાદશાહની પાસે ચાલ્યો જશે. અને જો એ રીતે જોયું કે લોહી થાળમાં લેવામાં આવ્યું છે તો તે બીમાર થશે અને પોતાનો માલ સ્ત્રી માટે વાપરશે. કેટલાક લોકો કહે છે કે તે માલ પોતાના ઉપર વાપરશે અને લોહી અથવા બધી ખરાબ વસ્તુઓ જે શરીરમાંથી નીકળશે ખરાબ હોવાનું સ્વપ્નફળ અપવિત્ર માલથી કરવામાં આવે છે.

આ પ્રકરણના આધારે અમુક કિસ્સા કહેવામાં આવે છે.

એક માણસ મોહંમદ બિન સીરીન રહમતુલ્લાહ અલયહની સેવામાં હાજર થયો અને અરજ કરી કે મેં સ્વપ્ન જોયું છે કે મારૂં માથું મુંડવામાં આવ્યું છે અથવા કહ્યું કે, જાણે કાપવામાં આવ્યું છે. ત્યારે આપે તેનું સ્વપ્નફળ કહ્યું કે, તું અથવા તારો ગુલામ તારાથી અલગ થઈ જશે. અથવા તારૂં અગર તેનું મૃત્યુ થશે. એટલે પાંચ છ દિવસ પસાર થયા ન હતા કે તે માણસ મરણ પામ્યો.

કહે છે કે એક માણસ હઝરત ઇમામ જઅફર સાદિક રદેયલ્લાહો અન્હોની સેવામાં હાજર થઇ કહેવા લાગ્યો કે, મેં સ્વપ્નમાં જોયું છે કે એક સ્ત્રીએ મારી દાઢી અને માથું મુંડયું છે તો આપે ફરમાવ્યું કે આ સ્વપ્ન બરાબર નથી. સ્ત્રીનું સ્વપ્નફળ વર્ષથી છે અને માથાનું સ્વપ્નફળ માણસના માલથી અને તેના માન મરતબાથી અને શોભા અને તે ઉપર અલ્લાહ તઆલાની ન્યામતો છે અને સૌ વસ્તુઓ તારી ખલાસ થઇ જશે પરંતુ તેં એ જોયું છે કે સ્ત્રીએ આવું કર્યું છે તેથી તેના બદલે તને અન્ય વસ્તુઓ મળશે. એટલે થોડાક દિવસ વીત્યા ન હતા કે તે માણસની એ જ રીતે સામે આવ્યું જે રીતે ઈમામ સાહેબે સ્વપ્નફળ કહ્યું હતું.

**હિકાયત (કિસ્સો) :** કહે છે કે બગદાદમાં કેટલાક લોકો સ્વપ્નનું વર્ણન કરી રહ્યા હતા. તેઓમાંથી એક માણસે કહ્યું, હું તમને એક આશ્ચર્યજનક ઘટના સંભળાવું છું અને

તે એ છે કે, મેં સ્વપ્નમાં જોયું કે એક સેંગી લગાવનારે મારી મુછો અને દાઢી મુંડી નાંખી, જ્યારે હું ઉંઘમાંથી જાગ્યો તો હું ઇમામ જાફર સાદિકની સેવામાં હાજર થઈ સ્વપ્ન સંભળાવ્યું ત્યારે તેમણે મને સ્વપ્નફળ કહ્યું કે તું એક વખત મુસીબતમાં ફસાઇ પડીશ. જેથી તારી આબરૂ અને શાખ પ્રતિષ્ઠા નષ્ટ થશે અને જેથી તને આઘાત પહોંચશે. આ સાંભળી હું દુઃખી થઇ પાછો આવ્યો અને ચાર દિવસ ઘરમાં જ પડયો રહ્યો, ફરી જ્યારે ઘરેથી નીકળી મસ્જિદના દરવાજા પાસે આવ્યો તો શું જોઉં છું કે મારા એક મિત્રને કેદખાનામાંથી બહાર કાઢવામાં આવ્યો છે, તેના વસ્ત્રો ઉતારી નાંખવામાં આવ્યા છે જેથી તેને કોરડા મારવામાં આવે. જ્યારે મેં તેને જોયો તો તેણે મારૂં નામ લઈ મને બોલાવ્યો હું લબ્બેક (હાજર છું) કહી તેની પાસે ગયો ત્યારે તેણે કહ્યું કે, ખુદાના સોગંદ, તેં મને મુસીબતમાં નાંખી દીધો છે, જો તું ન હોત તો હું કેદખાનામાં ન જતો. મેં જે માલ લીધો છે અને તારી પાસે મુકયો છે, તારા ઘરમાં મુકયો છે તેને તેના માલિકોને પહોંચાડી દે, મને આ મુસીબતથી મુક્તિ અપાવ. મેં આ સાંભળી કહ્યું કે અઊઝુ બિલ્લાહે મિનશ શયતા નિર્રજીમ, ખુદાના સોગંદ તેં મને કશું જ આપ્યું નથી અને હું તારી બેકાર વાતોથી મુક્ત છું, ત્યારે તેણે કહ્યું કે, બસ, વધારે વાતો ન કર, મેં તને આવી જાતનો માલ આપ્યો છે. આ સાંભળી મને સિપાહીયોએ પકડી લીધો અને તેની સાથે મને પણ જેલમાં કેદ કરી દીધો અને જે જે વસ્તુઓનું તેણે નામ લીધું હતું તેની

માગણી કરવા લાગ્યા. તે પછી મને કંઇજ જાણ ન થઈ અને મારા ઉપર ત્રણ કલમો લગાવી દીધી, આથી બગદાદમાં આની ખ્યાતિ થઇ ગઈ કે હું ચોરનો સાથી છું અને હું ત્યાં સુધી કેદમાં રહ્યો જ્યાં સુધી ખલીફાને ત્યાં પુત્રનો જન્મ થયો અને કેદીઓને જ્યારે મુક્તિ આપવામાં આવી તેમાં હું પણ હતો, અને તે સૌની સાથે મને પણ મુક્ત કરવામાં આવ્યો. જો આ હુકમ ન મળ્યો હોત તો હું મોત સુધી છુટી શકયો ન હોત. તાત્પર્ય એ કે આથી વધુ સાચું સ્વપ્નફળ મેં જોયું નથી.

**કિસ્સા :** એક માણસ મોહંમદ બિન સીરીન રહમતુલ્લાહ અલયહેની પાસે આવ્યો અને કહ્યું કે, મેં એક સ્ત્રીને નિકાહનો પયગામ મોકલ્યો છે અને મેં તેણીને સ્વપ્નમાં જોયું છે કે તે કાળા રંગની છે અને ઠીંગણી છે. ત્યારે આપે ફરમાવ્યું કે, જા તેની સાથે લગ્ન કરી લે, કારણ કે તેની કાળાશનું સ્વપ્નફળ તો એ છે કે તેની આબરૂ તથા ધનદોલતમાં વધારે છે અને તેના ઠીંગણી હોવાનું સ્વપ્નફળ એ છે કે તેની વય ઓછી છે. એટલે તે માણસે જઈને લગ્ન કરી લીધું અને અમુક દિવસમાં તે સ્ત્રી મરણ પામી. તેણીના માલનો તે માણસ માલિક થયો જે ઘણો જ હતો. અને હઝરતે જે સ્વપ્નફળ બતાવ્યું હતું એજ પ્રમાણે થયું.

**હિકાયત :** કહેવાય છે કે એક માણસ મોહમંદ બિન સીરીનની સેવામા હાજર થયો અને કહ્યું કે મેં સ્વપ્નમાં જોયું છે કે, જાણે મને મારા પુત્રે કાળી રસ્સીથી બાંધી

છે ત્યારે તેમણે કહ્યું કે, તારો પુત્ર શુભ છે, તારા ઉપર ઘણોજ કરજો છે અને આ છોકરો તારો બધાજ કરજો ચુકવી દેશે, અને તને મહેનત મજુરી કરવાથી અટકાવી દેશે અને એજ તારા ઉપર માલ ખરચ કરશે અને તારું સ્વપ્નફળ માલ છે. ત્યારે તે માણસે કહ્યું કે, ખુદાના સોગંદ, હુઝુરે સાચું ફરમાવ્યું.

❀

# પ્રકરણ દસમું

## શાદી, નિકાહ, સ્ત્રીઓના ગુપ્ત ભાગ, ગર્ભ, જન્મ, ધાવણ વગેરે સ્વપ્નમાં જોવાનું બ્યાન.

**શાદી (લગ્ન)** : આનું સ્વપ્નફળ ગર્વ, આબરૂ તથા દબદબો અને દુનિયા પ્રાપ્ત કરવાનો છે, તે સ્ત્રીના મરતબા પ્રમાણે જેની સાથે શાદી કરી છે અથવા જેની સાથે જોડાયલો છે, જો કોઈએ મૃત્યુ પામેલી સ્ત્રી સાથે શાદી કરી તો તેને પોતાના મામલામાં સફળતા પ્રાપ્ત થશે, જે સમાપ્ત થઇ ગયો છે; અને જેથી તે નિરાશ થઈ ગયો છે. જેણે એ જોયું કે, તેનું વીર્ય નીકળ્યું છે અને તેણે કોઈ સ્ત્રી સાથે સંભોગ કર્યો નથી તો તેનું સ્વપ્નફળ એ છે કે તે કોઇની હત્યાનું કારણ થશે અને જેણે એ જોયું કે, કોઈને

તેણે સલામ કરી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે તેનાથી શાદી અંગે વાતચીત કરશે. જો તે માણસ પ્રખ્યાત છે તો તે પોતાના માટે અથવા પોતાના પુત્ર માટે અથવા કોઈ બીજાના માટે, જો તેણે સલામનો જવાબ આપ્યો તો તેની વાતનો સ્વીકાર થશે અને સલામનો ઉત્તર ન આપ્યો તો તેની વાતનો સ્વીકાર થશે નહીં અને એક સ્વપ્નફળ એ પણ છે કે સલામનો આરંભ કરનાર બીજાની પત્ની સાથે લગ્ન કરશે અને તે માણસ મશહુર નથી તો તે પ્રવાસની સ્થિતિમાં લગ્ન કરશે. અને જો કોઈએ એ જોયું કે તેની પત્ની સાથે કોઈ માણસ શાદી કરી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે સ્રીના ઘરવાળાઓને ક્યાંયથી આબરૂ અને પૂંજી મળશે. અને જો કોઇએ એ જોયું કે તે પોતાની માતા, બહેન અથવા કોઇ સગા સાથે શાદી કરી રહ્યો છે જેની સાથે નિકાહ હરામ છે, તો જો આ હજના મહિના છે ( આ ચાર મહિના રજબ, ઝીકઅદ, ઝિલહજ અને મોહર્રમ ) તો તેનું સ્વપ્નફળ એ છે કે તે મક્કા મુઅઝ્ઝમાં પહોંચશે, અને આ ચાર મહિનમાં સ્વપ્ન જોવામાં નથી આવ્યું તો તેનું સ્વપ્નફળ એ છે કે પોતાના સગાઓ સાથે મહેરબાનીનું વર્તન કરશે પરંતુ ખરાબ વર્તન કર્યા છે પછી ભલાઈ કરશે.

અને જો કોઈએ એ જોયું કે તે કોઇ પુરૂષ સાથે નિકાહ કરી રહ્યો છે તો જે પુરૂષ સાથે તે નિકાહ કરી રહ્યો છે. જો તે અજાણ છે તો તે પોતાના દુશ્મન પર વિજયવંત થશે. અને જો તે પુરૂષને ઓળખે છે અને તેઓ વચ્ચે કોઇ

દુશ્મની પણ નથી તો તે માણુસ જેની સાથે નિકાહ થઈ રહ્યો છે, નિકાહ કરનાર સાથે ભળતા કોઈ માણુસથી લાભ મળશે અને જો તે માણુસ અજાણુ હોય તો દુનિયાની માંગણી તેની હદ હશે અથવા તે જમા થઇ જશે જેમાં તેની ખુશી તથા ભાગ્ય હોય. જો કોઈ પુરૂષે કોઈ સ્ત્રીના શરીરમાં ઈન્દ્રી જોઈ તો જો તે સ્ત્રી ગર્ભવતી છે તો છોકરો જન્મશે અને તે સારા સ્થળે પહોંચશે અને તે પોતાના ઘરનો સરદાર હશે અને જો તે ગર્ભવતી નથી પરંતુ તેનો છોકરો છે તો આ છોકરો એ જ દરજ્જો પ્રાપ્ત કરશે. અને હવે તેણીને કોઈ સંતાન થશે નહીં, અને જો થશે તો પણ તે ઉંમર લાયક થતાં પહેલાં મરણ પામશે. એ જ રીતે જો કોઈ સ્ત્રીએ એ જોયું કે પુરૂષ જેવી તેની દાઢી છે તો કયારેક સ્વપ્નફળ તેના ઘર ચલાવનારના સંબંધમાં સમજી શકાશે, અને તે સ્ત્રીની સૌ લોકોમાં ખ્યાતિ થઈ જશે જેથી તેને ઉચ્ચ દરજ્જો ને મોભો પ્રાપ્ત થશે.

અને જો કોઇએ એ જોયું કે તેનો ગુપ્ત ભાગ સ્ત્રીના ગુપ્ત ભાગ જેવો થઈ ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને મોટાઈ મળશે. એટલે એ જોયું કે તેના ગુપ્તભાગમાં સંભોગ કરવામાં આવે છે તો કરનાર જો જાણીતો છે તો તેનું કામ પુરૂં થશે જેની સાથે સંભોગ કરે છે અને તેને અપમાનીત કર્યા પછી, અને જો અજાણુ છે તો કેવળ અપમાનીત થશે. જો કોઈએ સ્વપ્નમાં એ જોયું કે તેની સાથે પાછળના ભાગમાં કુકર્મ કરવામાં આવે છે તો જો કુકર્મ કરનાર જાણીતો છે તો વારસા દ્વારા એક મોટા ધનનો માલિક થશે અને અજાણુ

છે તો તેની ઉમર લાંબી થશે. તેની સાથે કોઈ જનાવરે સંભોગ કર્યો તો તે જાનવરના સંબંધના આધારે લાભ મળશે. કોઇએ એ જોયું કે (પુરૂષે) તેનો ગુપ્ત ભાગ કોઈ જનાવરના ગુપ્ત જેવો છે તો તેના સંતાનો વધારે થશે. જો કોઈએ એ જોયું કે તે એવા ચાર પગા જનાવર સાથે સંભોગ કરી રહ્યો છે જેને તે ઓળખે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની ભલાઇ એવા માણુસને મળશે જેના માટે તે યોગ્ય નથી. જો જનાવર અજાણુ છે તો તે પોતાના શત્રુઓ ઉપર વિજયવંત થશે અને તેને અપમાનીત તથા બદનામ કરશે. જો કોઈએ એ જોયું કે તે કોઈ પક્ષી અથવા કોઇ વિકરાળ પશુ સાથે સંભોગ કરી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ પણુ એ જ હશે. અને જેણે સ્વપ્નમાં પોતાની પત્નીને રજસ્રાવમાં (હૈઝ) જોઇ તો તેના સૌ કામો તેની ઉપર બંધ થઇ જશે. અને જો કોઈએ એ જોયું કે તેનો રજસ્રાવ (હૈઝ) આવે છે તો તેનાથી હરામ કામ થશે. અને જે સ્વપ્નમાં વીર્ય નીકળે અને તેની ઉપર નહાવું ફરજીયાત થઇ જાય તે સ્વપ્નનું કોઈ ફળ નથી કારણુ કે આવા સ્વપ્ન શયતાન મરદુદ તરફથી સ્વપ્નદોષ છે.

**હિકાયત :** (કિસ્સા) કહે છે કે એક માણુસ હઝરત મોહંમદ બિન સીરીન (રહ.) પાસે આવ્યો અને તેમને અરજ કરી કે મેં એવું સ્વપ્ન જોયું છે કે જેથી હું બહુજ દુખી છું અને તે કહેતાં પણુ મને શરમ આવે છે. ત્યારે આપે ફરમાવ્યું, કાગળમાં તારૂં સ્વપ્ન લખીને મને આપ. તેણે

કાગળમાં લખીને આપ્યું અને કહ્યું કે, જનાબ, હું ત્રણ માસથી ગાયબ હતો અને જે સ્થળે હતો ત્યાં સ્વપ્નમાં મેં જોયું કે, જાણે હું ત્યાંથી સવાર થયો અને મારા ઘરે આવ્યો તો જાણે મેં જોયું કે, મારી પત્ની ઉંઘી રહી છે અને તેના ગુપ્ત ભાગ ઉપર બે ઘેટા સીંગ લડાવે છે અને એકે બીજાને લોહીલોહાણ કરી દીધા છે. તો જ્યારથી મેં આ સ્વપ્ન જોયું છે કેવળ આ સ્વપ્નના કારણે મેં તેણીને તરછોડી દીધી છે. અને સત્ય વાત તો એ છે કે હું તેણીને ઘણો જ ચાહું છું. આ કાગળ લખી ઇમામ સાહેબને આપ્યો. ઈમામ સાહેબે તે વાંચ્યો. પોતાનું માથું ઉચું કર્યું અને ફરમાવ્યું, તારી પત્નીને છોડીશ નહીં, તે પવિત્ર પાલવવાળી છે, નિષ્કલંક છે. ખરી વાત એ છે કે જ્યારે તારા આગમનના અને જલદી પહોંચવાના સમાચાર મળ્યા અને તું ઘરની પાસે પહોંચી ગયો ત્યારે પોતાના ગુપ્ત ભાગના વાળ તે વસ્તુથી કાઢવા ઈચ્છયું જે વસ્તુથી તે હંમેશા કાઢતી હતી, પરંતુ તે વસ્તુ તેને મળી નહીં ત્યારે તેણીને બીજું કાંઇ બની શક્યું નહીં અને દવા વગર તે વાળોને કાઢી ન શકી અને તારા જલદી પહોંચવાનો ભય હતો ત્યારે તેણીએ ત્યાંના વાળ કાતરથી કાપી નાંખ્યા અને તેથી જ કાતરની જાહેર અસર થઈ ગઈ. જો તું આ વાત સત્ય પુરવાર કરવા ચાહે તો હમણાં જા અને જો. હું જે કહી રહ્યો છું ત્યાં તું એને સાચું માનવા લાગશે, એટલે તે માણસ એ જ વખતે પોતાની પત્ની પાસે પહોંચ્યો અને તેણીને પોતાની પાસે બોલાવી તેની સાથે સહશયન ઈચ્છયું તો તે સ્ત્રી

તેનાથી દુર નાસવા લાગી અને કહેવા લાગી કે હું ત્યાં સુધી તારા હાથમાં નહીં આવું જ્યાં સુધી તું મને એ ન બતાવે કે તેં મને સાત માસથી શા માટે તરછોડી હતી ? ત્યારે તેણે તે વખતે તેણીને સ્વપ્નનો કિસ્સો સંભળાવ્યો અને જણાવ્યું કે ઈમામ સાહેબે આનું સ્વપ્નફળ શું કહ્યુ હતું. કહેવા લાગી ખુદાના સોગંદ ઈમામ સાહેબે યોગ્ય જ બતાવ્યું હતું. ફરી તેણીએ તેનો હાથ પકડી તે સ્થળે મુકયો તો શું જુએ છે કે જે રીતે ઈમામ સાહેબે ફરમાવ્યું હતું અને ખબર આપી હતી એજ રીતે ઘા ઉપર રૂ લાગેલું છે. તે માણસે આવીને ઈમામ સાહેબને કહ્યું, આપે અલ્લાહ તઆલાનો આભાર માન્યો અને તેની તારીફ કરી.

**ગર્ભ (હમલ) :** જેણે સ્વપ્નમાં જોયું તો તેનું સ્વપ્નફળ તેની દુન્યા તથા માલના વધારાથી છે અને ક્યારેક સ્વપ્નનું સ્વપ્નફળ એ પણ કરવામાં આવે છે કે, કોઈ માણસથી ભય રહેશે જેમકે અરબી ભાષામાં કહેવત છે કે પેલા માણસના ભયથી જમીનમાં વજન નાંખી દીધો.

**જન્મ :** જો કોઈએ સ્વપ્નમાં જોયું કે તેને પુત્રી જન્મી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે ઘણીજ જલદી તેને મોકળાશ અને ભલાઈ પ્રાપ્ત થશે. અને જો એ જોયું કે પુત્ર જન્મ્યો છે તો તેનું સ્વપ્ન એ છે કે તેને રંજોગમ અને આપત્તિઓનો સામનો કરવો પડશે. એ જ રીતે જો કોઈએ એ જોયું કે તે ગુલામડી ખરીદી રહ્યો છે તો મોકળાશ અને ભલાઈ મેળવશે અને જો એ જોયું કે ગુલામ

ખરીદ કરે છે તો રંજોગમ અને મુસીબતમાં ફસાશે અને એજ સ્થિતિ છે. જો એ જોયું કે તેની પત્નીએ પુત્રને જન્મ આપ્યો છે. અને જો એ જોયું કે પુત્રી જન્મી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે જે અમે કેટલીયે વાર કહ્યું છે અને એ પણ કહેવામાં આવે છે કે જો કોઈ સ્ત્રીએ સ્વપ્નમાં જોયું કે તેને પુત્ર જન્મ્યો છે તો તેનું સ્વપ્નફળ આ છે કે તે પુત્રીને જનમ આપશે અને જો એ જોયું કે તેણીની બાંદીએ પુત્રીને જન્મ આપ્યો છે તો તે પુત્ર જનમશે. શરત એ છે છે કે તે ગર્ભવતી હોય. જો કોઈ એ એ જોયું કે તે દૂધ પી રહ્યો છે અથવા તેને દૂધ પીવડાવવામાં આવે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે જેલમાં જશે અને દરવાજા તેના ઉપર બંધ કરવામાં આવશે. વલ્લાહોઆલમ.



# અગ્યારમું પ્રકરણ

## મોત અને મડદા તથા તેમની અને અન્યની ખબરોનું વર્ણન

**મોત :** સ્વપ્નમાં મોતને જોવું દીનમાં (ધર્મમાં) નુકસાન અને આ દુનિયામાં ઉચ્ચ મરતબો પ્રાપ્ત કરવાની નિશાની છે. એ શરત છે કે તેના માટે રડવું, કોલાહલ

હોય અને તખત ઉપર અથવા જનાઝામાં મુકી લોકોએ તેને ઉપાડયો હોય, પરંતુ માટીમાં દફન કર્યો ન હોય. અને જો માટીમાં મડદાને દફન કરી દેવામાં આવ્યો તો હવે ફરી તેના સુધારણાની તક નહીં રહે પરંતુ તેના ઉપર શેતાન તથા દુન્યા આચ્છાદિત થઈ જશે. અને તેના દબદબાને માનનારા એટલા જ માણુસો હશે જેટલા તેણે જનાઝામાં જોયા છે, અને તે દરેક સ્થિતિમાં તે માણુસોને પોતાના બળમાં રાખશે અને તેમની ગરદનો ઉપર સવાર રહેશે.

જો કોઈ એ પોતે પોતાને મરેલો જોયો પરંતુ દફન થવાનો વખત ન આવ્યો, ન મોતનો દર્શ એટલે રડવું, પીટવું, સ્નાન, કફન તથા તખતા ઉપર અથવા જનાઝા ઉપર ઉઠાવવો, કાંઇપણ દેખાયું નહીં તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના ઘેરથી અથવા દીવાલથી કોઇ વસ્તુ પડી જશે અથવા લાકડી ભાંગી જશે અને એ પણ કહેવાય છે કે તેના દીનમાં કમજોરી અને તેની જોવાની શક્તિમાં આંધળાપણું આવી જશે.

અને જો કોઇએ પોતાને મૃત્યુ વગર કબરમાં જોયો તો તે કેદ થશે અથવા પોતાના મામલામાં કોઇ સખત પીડામાં ફસાશે. અને જો કોઈ એ એ જોયું કે તેણે કબર ખોદી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે મહોલ્લામાં અથવા તે શહેરમાં તે એક ઘર બનાવશે. અને જેણે સ્વપ્નમાં મડદાને જોઈ કોઈ સવાલ કર્યો અને તેણે તેની ખબર આપી તો તે તદ્દન સાચી છે. તેમાં કોઈ ઓછાવત્તાનો સવાલ નથી, અર્થાત જો તેણે એમ કહ્યું કે, સારી સ્થિતિમાં છે

તો તેનું સ્વપ્નફળ એ જ છે કે તે સારી હાલતમાં છે અને તેની આખેરત (પરલોક)માં સારી દશા છે. અને જો મડદું જો પોતાની અથવા બીજાની જે સ્થિતિ કહે તે સાચી છે કારણ કે તે એટલે મડદું સત્ય ઘરમાં છે. ત્યાં જુઠું બોલવું શક્ય નથી. તે અસત્યતાથી નીકળી ગયું છે અને તે આથી બેપરવા છે. તો તે જે કાંઈ ખબર આપે છે તે જુઠ નહીં કહે.

એ જ રીતે જો કોઈ મડદાને સારી સ્થિતિમાં જોયું કે તેણે સફેદ અથવા લીલા રંગના વસ્ત્રો પહેરેલ છે અને તે હુંસી રહ્યું છે અથવા ખુશીના સમાચાર આપી રહ્યો છે તો આની મતલબ એ છે કે તેની સ્થિતિ પણ સારી છે. અને જો કોઇએ મડદાને ધૂળવાળું, અસ્તવ્યસ્ત જોયું અને એ જોયું કે તે જીર્ણ કપડા પહેરેલું છે અથવા એ કે તે પોતે જીર્ણ છે અને ગુસ્સાની દશામાં છે તો તેનું સ્વપ્નફળ એ છે કે પરલોકમાં તેની દશા ખરાબ છે. અને એ જ રીતે કોઈએ મડદાને બીમાર જોયો તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પોતાના અપરાધો અને પોતાના ગુનાહોના ભારથી પીડાય છે. અને જેણે સ્વપ્નમાં એવા માણસને જોયો જે મરી ચુકયો છે, ફરી મરતાં જોયો અને એ પણ જોયું કે તેના માટે રડવામાં આવે છે. પરંતુ ન તો તેમાં હાય હાય છે, ન ઘોંઘાટ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના ઘરવાળાનું લગ્ન થશે અને તેને હર્ષ તથા આનંદ થશે અને હાય હાય તથા રડવું તથા ચીસવું કે બરાડવું પણ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની ઓલાદ અથવા તેના કુટુંબમાંથી કોઇ માણસ મરણ પામશે અને જો કોઈએ એ જોયું કે તેણે મૈયત

(મડદા)ના માટે કબર ખોદી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે મડદાનું અનુકરણ કરશે–દીનમાં અથવા દુનિયામાં; શરત એ કે જેની કબર ખોદી છે જાણીતો હોય, અને જો અજાણ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે એવા મામલામાં કોશિશ કરશે જેને તે હાસલ કરી શકશે નહીં.

**હિકાયત (કિસ્સો) :** અબુ હનીફા રહેમતુલ્લાહે તઆલા અનહોના કહ્યા મુજબ, તેમણે સ્વપ્નમાં જોયું કે, તેઓ હઝરત રસુલુલ્લાહ સલલલ્લાહો અલયહે વસલ્લમના રોઝા ઉપર હાઝર થયા છે અને કબર મુબારકને ખોદી છે. એટલે આની ખબર પોતાના ઉસ્તાદ (ગુરૂ)ને આપી. તે વખતે અબુ હનીફા બાળક હતા અને મદ્રસામાં ભણતા હતા. તેમના ઉસ્તાદે (અલ્લાહ તેમનાથી રાજી થાય) તેમના સ્વપ્નનું સ્વપ્નફળ એ રીતે આપ્યું કે, અય બેટે! જો તારૂં સ્વપ્ન સાચું છે તો તું રસુલુલ્લાહ સલલલ્લાહો અલયહે વસલ્લમની હદીસોની તપાસ કરશે (તહકીક કરશે) અને તેમની શરીઅતની શોધ કરશે એટલે જે રીતે તેમના ઉસ્તાદે (અલ્લાહ તેમનાથી રાજી થાય) જે રીતે સ્વપ્નફળ કહ્યું હતું એ પ્રમાણે જ થયું, અને અબુ હનીફાની તે કરામતો જાહેર થઇ જેની કોઈ હદ નથી.

અને સ્વપ્નમાં મડદાથી કાંઈ લેવું સારૂં છે, કાંઈ આપવું ખરાબ છે. જો કોઇએ એ જોયું કે, મડદાએ તેને કોઇ દુનિયાની વસ્તુ આપી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ભલાઈ અને રિઝક એવા સ્થળેથી મેળવશે જ્યાં તેનો વિચાર સુદ્ધાં પણ ન હતો. અને જો સ્વપ્નમાં કોઇ જીવતાએ

મડદાને જીવતાના કપડા અથવા તેને પહેરવાની કોઈ વસ્તુ આપી અને મડદાએ તે લઈ લીધી અને તે પહેરી લીધી તો તેનું સ્વપ્નફળ એ છે કે તે જીવતો માણસ મરણ પામશે અને તેનાથી મળી જશે. અને જો કોઈએ સ્વપ્નમાં એ જોયું કે તેણે મડદાને ઉપાડયું છે તો જો તે જનાઝાની જેમ નથી તો તેનું સ્વપ્નફળ એ છે કે તે હરામ માલ ઉપાડે છે અને એ પણ સ્વપ્નફળ કહેવામાં આવે છે કે તે એવા માણસનો ખરચો ઉપાડે છે જે અધમી છે. અને જો જનાઝાના સ્વરૂપમાં છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે બાદશાહની પાછળ જશે અથવા બાદશાહના અમુક કાર્યોમાં જવાબદાર થશે. અને જો કોઈએ એ જોયું કે, મડદાએ તેને ગળે લગાડયો છે. અથવા તેને મળ્યો અગર તેને કતલ કર્યો તો તેની ઉંમરમાં વધારો થશે. અને જો કોઈ એ એ જોયું કે મડદું તેના ઘરમાં પ્રવેશ્યું છે અને તે પણ તેની સાથે છે અને ઘર અજાણ છે તો તે માણસ મરી જશે અને મડદાને મળશે. અને જો કોઈ બીમારે એ જોયું કે મડદું તેના ઘરમાં પ્રવેશ્યું છે તો તેની બીમારી લાંબી થઈ જશે. અને એ પણ શકય છે કે તે મરી જાય. અને જો કોઈ એ એ જોયું કે મડદાના અવયવમાં દરદ થાય છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે અવયવ જે વસ્તુ પ્રત્યે ઢળે છે તેનો મડદાથી કબરમાં સવાલ થઈ રહ્યો છે. જો કોઈએ એ જોયું કે મડદાએ તેનાથી રોટી અથવા વીંટી લીધી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે જો તેની પાસે પુત્ર છે તો તે મૃત્યુ પામશે અને માલ છે તો માલ ચાલ્યો જશે.

# તેરમું પ્રકરણ

## કાપડ અથવા વસ્રો અને પાથરવાની વસ્તુઓ અને સ્વપ્નમાં જોવાનું વર્ણન

**કાપડ :** આનું સ્વપ્નફળ તેની જાત અને કાપડના સારાપણાના હિસાબે જુદું જુદું હોય છે. જો રેશમી અથવા કિનખાબ, અગર જરી ભરેલ હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને વૈભવ પ્રાપ્ત થશે અને હરામનો માલ પણ.

**ઊન :** જેણે એ જોયું કે ઊનના કપડા પહેર્યા છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ઘણો જ એવો માલ પ્રાપ્ત કરશે અને દુનિયા સ્વચ્છ મળશે.

**વાળ અને ઊંટના વાળ તથા રૂ :** ઊનથી ઓછું છે અને રેશમ રૂથી ઓછું છે અને ચાદર દીન અને દુન્યાને એકઠી કરે છે.

**ખમીસ :** આનું સ્વપ્નફળ માણસની સ્થિતિ અને તેના દીન તથા દુનિયાથી કરવામાં આવે છે જે આ ખમીસના પ્રમાણે હશે અને તેની સ્થિતિ એ જ પ્રમાણે હશે જેનું વર્ણન કરવામાં આવ્યું છે.

જો કોઈએ જુનું કાપડ જોયું અને સ્વપ્નમાં કોઈ ખરાબ વસ્તુ દેખાઈ તો આનો અર્થ એ છે કે સ્વપ્ન જોનાર જલદી મૃત્યુ પામશે.

કાપડમાં મેલ દેખાય તો આ વાતની નિશાની છે કે જોનાર માટે દીન તથા દુન્યામાં નુકસાન છે. અને માથામાં તથા વાળમાં અને શરીરમાં મેલ દેખાય તો આ રંજોગમ છે.

કાપડમાં સફેદી તથા ચમક હોવી, આ વાતની નિશાની છે કે જોનારની સ્થિતિ સારી છે

**કાપડની જોડ :** જો મેલું, ફાટેલું અને જુનું હોય તો કાપડ પહેરનારના હાથ તંગ છે અને તે જરૂરતમંદ હોવાની નિશાની છે.

**થીગડા લાગેલા કપડાં :** એકબીજામાં જો થીગડાના ટુકડા હોય તો બહુ જ ભૂખમરો તથા જરૂરતમંદ હોવાની નિશાની છે. અને જો કોઈએ એ જોયું કે, તે સફેદ કપડા કાઢેલા પહેરેલા છે તો આ આ વાતની નિશાની છે કે તેની દુનિયા અને આખેરત (પરલોક)નો મામલો સંપૂર્ણ છે. કેટલાક આનું સ્વપ્નફળ વૈભવમાં વધારો તથા સારી રીતથી કરે છે.

**અમામા (ફેંટો) :** મુતવલ્લી (વહીવટદાર) થવાની નિશાની છે અને આ ફેંટો તેના માથામાં ચારે બાજુ જેટલો હશે એટલા જ પ્રમાણમાં વહીવટ મળશે. જો ફેંટો રેશમ અથવા ટસરનો છે તો આ વહીવટ તેના દીન તથા દુનિયાના મામલાને ભ્રષ્ટ કરશે. આ વહીવટમાં જેટલો માલ મળશે તે બધો જ હરામનો હશે અને આ ફેંટો રૂ અથવા ઉનનો હોય તો તેનો વહીવટ દીન અને દુનિયામાં સારો રહેશે. અને તેના રંગનું સ્વપ્નફળ એ જ પ્રમાણે રહેશે જે પ્રમાણે

કાપડના રંગના સ્વપ્નફળમાં અમે વર્ણવ્યું છે અને વધુ આગળ કરીશું

**ટોપી :** તેનું સ્વપ્નફળ ધનવાનથી છે, ગમે તો માલ હોય અથવા ભાઇ અથવા બેટા અથવા જાગીરદાર અથવા બાદશાહ. જેણે ટોપીમાં કંઈક સારાપણું અથવા બુરાઈ જોઈ તો જાગીરદારની સ્થિતિ એ પ્રમાણે જ હશે જે રીતે જોયું છે. જો તેમાં ફાટેલું અથવા મેલ અથવા ચીરો જોયો તો તે પેલા જાગીરદારની ખરાબ સ્થિતિ હોવાની દલીલ છે અને આ રંજોગમ તથા ચિંતાની નિશાની છે.

**શેરવાની :** (અચકન) સ્વપ્નમાં આ જોવાનું અર્થઘટન એ છે કે તેને આનંદ થશે.

**અગ્ગાવાલો ઝભ્ભો :** આનું સ્વપ્નફળ પુરૂષની સ્ત્રી છે અને એજ રીતે રજાઈ (ગોદડી), પાયજામો, પથારી તથા જોડા છે. જો કોઈ એ આમાંથી કોઇ વસ્તુને એવી જોઈ કે બળી ગઈ અથવા ઝુંટવાઈ ગઇ અથવા તેના ઉપર છવાઈ ગઈ તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની પત્ની તેનાથી અલગ થઇ જશે, તલ્લાકથી અથવા મૃત્યુથી. અને જેણે એ જોયું કે આ વસ્તુઓમાંથી કોઈ વસ્તુ તેનાથી લઈ લેવામાં આવી છે અથવા ચોરાઇ ગઈ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પોતાની પત્નીને તલાક્ આપવાનો વિચાર કરશે અને આમાં તે સફળ નહી થાય. અને કયારેક પથારીનું સ્વપ્નફળ લોંડી (ગુલામડી) થી કરવામાં આવે છે અને એજ રીતે પાયજામાનું સ્વપ્નફળ જે તેમાં જણાશે તે લોંડીમાં જાહેર થશે.

**જોડા :** (બુટ) જો કોઈએ એ જોયું કે તેના જોડાનું તળિયું ફાટી રહ્યું છે અથવા ચીરાઈ ગયું છે અને તે બીજા તળિયાથી ચાલી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનો ભાગીદાર અથવા ભાઈ અગર બહેનથી વિખુટાં થવાનો સંભવ છે.

**ચામડાના મોજા :** તેનું સ્વપ્નફળ માલના રક્ષણ સાથે કરવામાં આવે છે. જો મોજા આખા છે અને તેમાં સુગંધ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ઝકાત અદા કરશે અને તેનો માલથી આફતોથી રક્ષિત રહેશે. અને તે દ્વારા તે માલને પવિત્ર કરશે. તેની સ્થિતિ સારી રહેશે. અને મોજા ફાટેલા છે અથવા તેમાંથી કોઈ વસ્તુ ઓછી થઈ અથવા નષ્ટ થઈ તો તેનું સ્વપ્નફળ એ છે કે સ્વપ્ન જોનાર ઝકાત અને સદકો આપશે નહીં અને પોતાના માલમાંથી ન તો સદકો અથવા ઝકાત આપી શકશે.

**મોજા :** સ્વપ્નમાં જોનારની આર્થિક સ્થિતિ સારી છે તે બતાવે છે અને એ કે તેની આવક પણ સારી રહેશે, જો મોજા આખા છે અને સારી દશામાં છે તો તેની આર્થિક સ્થિતિ પણ સારી અને આવક પણ ચાલુ રહેશે. જો કોઈએ જોયું કે તે ફાટેલા કપડા પહેરેલો છે અને તેને તે સીવી રહ્યો છે તો આનું સ્વપ્નફળ એ છે કે તેની સ્થિતિ અને તેની આર્થિક સ્થિતિ તથા આવક તથા મામલાત બરાબર થઈ જશે. મતલબ એ છે કે કપડાની વિગતવાર દશા પુરૂષ સાથે સરખાવવામાં આવે છે જે અમે વર્ણવી છે. એટલે જો

તે ગુન્હેગાર છે, અપરાધી છે તો તેની આર્થિક સ્થિતિમાં અડચણો આવશે, જે તોબા, પશ્ચાતાપથી દુર થઇ જશે. જો એ જોયું કે તે પોતાની પત્નીના કપડા સીવી રહ્યો છે અથવા કોઈ બીજી વસ્તુ સીવી રહ્યો છે અથવા તેના કપડામાં થીગડું લગાવી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે તેની સાથે ઝઘડો કરશે અને તે સ્ત્રી ઉપર એ જ વાત જાહેર થશે જે તે પુરૂષના ઘરવાળા તથા સગાવહાંલા ઉપર જાહેર થશે.

**ઓઢણી** : સ્ત્રીની ઓઢણી, તેને પાયજામો અને તેનો બુરખો–આ સૌનું સ્વપ્નફળ તેનો પતિ છે. તો જે વાત આમાં હશે તેજ તેના પતિમાં દેખાશે અને જે બુરાઈ, ખોડ, ખુબી અથવા સફેદી તેમાં દેખાશે એ જ સ્થિતિ તેના પ્રમાણમાં તેના પતિમાં દેખાશે.

**કાંતવાનો રેંટિયો** : પુરૂષ માટે સફરની નિશાની છે જો કોઈ એ એ જોયું કે તે ઉન અથવા વાળ અથવા ઉંટના વાળ વગેરે જે પુરૂષો કાંતે છે તે પણ કાંતી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પ્રવાસ કરશે અને આ પ્રવાસમાં જે હલાલ માલમાં વૃદ્ધિ થવાની છે તે ધાર્યાથી વધુ માલ તેને મળશે અને જો કોઇ એવી વસ્તુ કાંતતા જોઇ જેને સામાન્ય રીતે સ્ત્રીઓજ કાંતે છે, જેમ રૂ અથવા અળશી, તો તે સફર કરશે અને માલ પ્રાપ્ત કરશે. પરંતુ તે માલની ગુણવત્તા લોકો સમજી શકશે નહીં. અને એજ સ્વપ્ન સ્ત્રીએ જોયું કે તેનો કોઈ સગો જે ક્યાંય બહાર છે તો આવી જશે અને સ્ત્રીને કાંતવાનો રેંટીયો મળશે તો તેનું સ્વપ્નફળ એ છે કે જો તે ગર્ભવંતિ છે તો તે પુત્રને જન્મ

આપશે અથવા તેની બહેન જન્મશે. અને જો કોઈ સ્ત્રીએ આ સ્વપ્ન જોયું કે તેના ઉપર પુરૂષના વસ્ત્રો પડેલા છે તો આ સ્વપ્ન તેના માટે સારૂં છે. જો તે વસ્ત્રો સૈનિકના વસ્ત્રો જેવા છે તો તેના પતિ અને તેના રક્ષક જેવા હશે. જો કોઈ પુરૂષે એ જોયું કે તે સ્ત્રીઓના વસ્ત્રો પરિધાન કરેલ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે, પ્રથમ તેમાં ભય તથા કાકલુદી જણાશે. પછી આ બધું દૂર થઈ અલ્લાહુતઆલાના હુકમથી તે ભયમુક્ત બનશે.

**રંગેલી વસ્તુઓ :** રંગેલા વસ્ત્રોનું સ્વપ્નફળ તેના રંગના આધારે નોખું નોખું હોય છે. જો કોઈએ જોયું કે તેના શરીર ઉપર નોખા રંગના વસ્ત્રો પડેલા છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે એવી વાત સાંભળશે જે તેને ખરાબ લાગશે, જેથી તેની જાતમાં ભય ઉત્પન્ન થશે અને લોકોમાં તેની ખ્યાતિ થશે અને સફેદ વસ્ત્રો દેખાય તો આ બહુ જ સારૂં છે. તદ્દન સ્પષ્ટ છે અને પીળા વસ્ત્રોનું સ્વપ્નફળ એ છે કે જોનારને બીમારી તથા ચિંતાનો સામનો થશે પરંતુ જો તે રેશમની હશે તો કાંઈ નુકશાન થશે નહીં. લીલા રંગના વસ્ત્રો જીવતા અને મડદા બન્ને માટે સરખા છે અને તે જન્નતીઓના વસ્ત્રો છે અને લાલ રંગના વસ્ત્રો જો પરિધાન કર્યા છે તો તેનું સ્વપ્નફળ ખ્યાતિ પ્રાપ્ત થવાની છે અને કાળા વસ્ત્રોનું સ્વપ્નફળ લાયકાત તથા દ્રઢતાથી તથા માલ અને શાનો શોકતથી થાય છે. ખાસ કરીને કાળા વસ્ત્રો પરિધાન કરવાની જેની ટેવ હોય અને સર્વ વસ્તુઓમાં

શાહી ઉત્તમ અને પ્રશંસનીય છે, કેવળ કાળી દ્રાક્ષમાં કોઈ સારાપણું નથી.

**પાથરવાની વસ્તુઓ :** આનું સ્વપ્નફળ એ છે કે જેના માટે આ પાથરણું પાથરવામાં આવ્યું છે તેની દુનિયા સારી રહેશે અને જેટલું આ પાથરણાની વસ્તુઓમાં પહોળાઈ જાડાપણું, અને પાતળાપણું તથા કમી હશે એ રીતે જ તેની દુનિયામાં રહેશે. દાખલારૂપે જો પહોળી છે તો તેની દુન્યા સારી રહેશે અને તેનું નાનાપણું અને તંગી તેની વિરૂદ્ધ છે અને તેની જાડાઇ તથા તેની નવીનતા જોનારની ઉમર લાંબી હોવાની દલીલ છે. તેનું પાતળાપણું અને જૂનું હોવું તેની વિરૂદ્ધ છે. જો કોઈએ જોયું કે પાથરવાની વસ્તુ જાડી અને ઘણીજ પહોળી છે તો તેની વય લાંબી અને રોજગારમાં વૃદ્ધિ અને ઉત્તમ જીવ મેળવશે અને નાની છે તો વય તો લાંબી મેળવશે પરંતુ તેના હાથમાં છુટછાટ ઓછી રહેશે. અને જો પાથરણાની વસ્તુ ઘણીજ પાતળી હશે પરંતુ પથારીના પાતળાપણાથી વધારે હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તે પહોળી દુન્યા મેળવશે પરંતુ તેની વય ઓછી હશે. અને જેણે જોયું કે પાથરવાની વસ્તુ ઘણી જ પાતળી અને જુની છે તો તેમાં કાંઈ સારાપણું નથી અને એ જ રીતે એ જોયું કે પાથરણું લપેટાયલું છે તો તેમાં પણ કાંઇ સારાપણું નથી.

**રૂમાલ :** અને તકીયા (ઓશિકું) તથા ગાદીતકીયા આ સૌનું સ્વપ્નફળ નોકરો, છોકરાઓ તથા ગુલામડીઓથી

કરવામાં આવે છે જે સ્વપ્નમાં જોનારની છે, તો આમાં જે વાત જોશે તે તેના નોકરોમાં હશે.

પડદા : બધા જ રંજોગમ અને ચિંતા તથા સખતીની નિશાનીઓ છે જે સ્વપ્ન જોનારને પ્રાપ્ત થશે. આમાં કોઇમાં પણ સારાપણું નથી. જો કે તે નવા હોય કે જુના હોય અથવા વધારે–સૌ નકામા છે. વલ્લાહો આલમ.



# તેરમું પ્રકરણ

## ઝવેરાત, આભુષણો, સોના, ચાંદી, અશરફી રૂપિયા તથા પૈસા વગેરેનું સ્વપ્નફળ.

ઝવેરાતનું સ્વપ્નફળ તેની જાત અને તેની બરાબરની વસ્તુઓના આધારે જુદું હોય છે. પરંતુ જો સ્વપ્નમાં તેની સંખ્યા જાહેર થઈ જાય તો તેનું સ્વપ્નફળ સ્રીઓ અને ઓલાદ તથા નોકરોથી થાય છે. અને જો સંખ્યા જણાતી નથી અને તે પણ વધારે છે તો તેનું સ્વપ્નફળ કુર્આન મજીદ એટલે ધાર્મિક જ્ઞાન હોવું તથા માળા દ્વારા સ્મરણ. દાખલા તરીકે, જો કોઈએ સ્વપ્નમાં જોયું કે તેને મોતી મળ્યું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને સ્રી અથવા ગુલામડી અથવા ગુલામ મળશે. એ જ રીતે જો કોઇએ જોયું કે તેને માણેક અથવા

'ઝમર્રૂદ (એક રત્ન) અથવા તેના જેવી કોઈ વસ્તુ મળી તો તેનું સ્વપ્નફળ એ છે કે જો તેની પત્ની ગર્ભવતિ છે તો તેને ત્યાં પુત્રી જન્મશે. જો કોઈએ જોયું કે તેણે મોતીની માળા પહેરી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે અલ્લાહ તઆલાનો ગ્રંથ અર્થાત કુર્આન મજીદનો હાફિઝ થશે. અને ઘણોજ પ્રમાણિક તથા નેક થશે. તદુપરાંત સ્ત્રીઓમાં અને લોકોમાં તેનો મરતબો ઉચ્ચત્તમ હશે. અને જો હાર ત્રણ લડી અથવા ચાર લડીનો હશે તો આ સર્વોત્તમ અને મજબુત હશે અને જો કોઈએ એ જોયું કે તે હાર ઉપાડવાથી લાચાર છે અને તેને પહેરવાથી પણ લાચાર છે, તો આ સ્વપ્નનો અર્થ એ છે કે તેને ઘણું જ જ્ઞાન અને ધાર્મિક ઈલમ પ્રાપ્ત થશે જેના ઉપર તે અમલ કરી શકશે નહીં.

**કાનની વાળી:** જેણે સ્વપ્નમાં જોયું કે તેણે વાળી પહેરેલી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે કુર્આનનો હાફિઝ થશે અને ઈલમ પ્રાપ્ત કરશે અને એવું ઈલમ પ્રાપ્ત કરશે જેનાથી લોકોમાં તેના વખાણ થશે અને સ્ત્રીને વાળી દેખાય તો આ તેના પતિ તરફ ઈશારો છે અથવા તેના સંતાનો પ્રત્યે ઈશારો છે. જો કોઈએ એ જોયું કે તેના મોઢામાંથી મોતી નીકળી રહ્યાં છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના તરફથી નેકી અને જ્ઞાનની વાતો જાહેર થશે અને કુર્આન મજીદનો બોધ વધારે આપશે અને વધારે માળા જપશે. જો કોઈએ એ જોયું કે તે મોતી ખાઈ રહ્યો છે અથવા મોંમાં રાખી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે કલામે

ઈલાહી કુર્આન મજીદને પોતાના સીનામાં સંતાડી રહ્યો છે અને બન્ને વસ્તુઓ લોકોને બતાવતો નથી અને કયારેક મોતી ખાવાનું સ્વપ્નફળ તેના શીખવાથી અને તેનાથી લાભ પ્રાપ્ત કરવાથી થાય છે. અને જેણે એ જોયું કે તે માર્ગમાં અથવા બજારોમાં અને ગંદકીવાળી જગાઓમાં મોતી વિખેરે છે. તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ઇલમ તથા હિકમત શીખી તો રહ્યો છે પરંતુ તે એવાઓને પણ શીખવી રહ્યો છે જે આને પાત્ર નથી.

**પટ્ટો :** જો સોના અગર ચાંદીનો હોય અને તેમાં ઝવેરાત ટાંકેલા હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની પાસે અનામત મુકવામાં આવશે અને કયારેક ભારે કીંમતના ઝવેરાત જો વધારે હોય તો અને તેની સંખ્યાની ખબર ન હોય તો તેનું સ્વપ્નફળ ઉત્તમ માલ છે જેથી તે લાભ ઉઠાવશે, એ શરતે કે તે જમીનમાંથી નીકળેલા હોય.

**કોડીઓ :** તેનું સ્વપ્નફળ માલ છે અને તેમાં કાંઇ મહત્વ નથી. કયારેક તેનું સ્વપ્નફળ વાણી અથવા જ્ઞાન સાથે કરવામાં આવે છે અને થોડી કોડીઓ હોય તો તેનું સ્વપ્નફળ સ્ત્રીઓ તથા નોકરોથી કરવામાં આવે છે.

**આભુષણો :** એવા આભુષણો જે સામાન્યતઃ પુરૂષો પહેરે છે તેનું સ્વપ્નફળ શોભા તથા સુંદરતાથી કરવામાં આવે છે. અને પુરૂષોની આબરૂ તે ઝવેરાતની જેટલી કદર થાય છે તેના પ્રમાણમાં હશે. જો કમરપટ્ટો ( કેડનો પટ્ટો ) ઝવેરાત ટાંકેલો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ધન

અને બુઝુર્ગી પ્રાપ્ત કરશે જેથી તે લોકો ગર્વ તથા નાઝ કરશે અને એમ પણ કહેવાય છે કે તેનું સ્વપ્નફળ એ છે કે તે કોઈ શહેરનો અમલદાર થશે. અને આ તેની અડધી ઉમરમાં થશે. અને તેના આભુષણમાં ઝવેરાત પણ હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને એટલો માલ મળશે કે પોતાના ઘરનો સરદાર (વડો) થઈ જશે, અથવા તેનો કોઇ પુત્ર હશે જે કુટુંબનો સરદાર બનશે. પોતાની કેડમાં પટ્ટાનો વધારે પ્રમાણ જોવો ઘણોજ ઉત્તમ છે. અને જો કોઈએ એ જોયું કે તેનો પટ્ટો કપાઈ ગયો છે અથવા ભાંગી ગયો છે અથવા ઝુંટવાઈ ગયો છે અથવા તેને કોઈ અકસ્માત નડયો તો આ વાત તેના પોતાનામાં જાહેર થશે જે તરફ પટ્ટાએ ઈશારો કર્યો છે.

**તાજ (મુગુટ) :** સ્વપ્નમાં આ જોવો પુરૂષના માટે દબદબા, ઈજ્જત, આબરૂ તથા ઉચ્ચતાની નિશાની છે પરંતુ આ દુન્યામાં, પરલોકમાં નહીં. જો કોઇએ એ જોયું કે તેણે સોના અથવા ચાંદી અથવા ઝવેરાતનો તાજ પહેર્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ઘણીજ આબરૂ, પ્રતિષ્ઠા, અને ધન પ્રાપ્ત કરશે પરંતુ તે પોતાના દીનને (ધર્મને) નષ્ટ કરશે.

**સ્રીનો તાજ :** તેનો પતિ છે અર્થાત તેનો પતિ નથી તો તેનું લગ્ન થઈ જશે, ભલે પછી અરબનો હોય કે અરબ સિવાય, પરંતુ તે હશે ઉચ્ચતમ મરતબાવાળો. અને જેણે એ જોયું કે તેના ગળામાં બેડી (તોક) છે તો આનું સ્વપ્નફળ એ છે કે તે અનામતનો જીમ્મેદાર થશે.

**પુરૂષે સ્વપ્નમાં વીંટી જોવી :** તેનું સ્વપ્નફળ તેનો દેશ તથા ધન છે જે દ્વારા છે તે લોકોમાં શાનોશોકત, ઠાઠમાઠ અને આબરૂ પ્રાપ્ત કરશે. જે કાંઇ તેમાં હશે તે પ્રમાણે જાહેર થશે, જેનું વર્ણન કરવામાં આવ્યું છે. અને જેણે એ જોયું કે તેને વીંટી આપવામાં આવી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે, તે વસ્તુઓનો માલિક થશે જે અમે વર્ણવી છે અને તે વસ્તુઓ તે પ્રાપ્ત કરશે. અને કયારેક વીંટીનું સ્વપ્નફળ સ્ત્રી, છોકરો અથવા જનાવર વિગેરે સાથે કરવામાં આવે છે. આ સ્વપ્ન જોનારની સ્થિતિ પ્રમાણે થશે. જો તે બાદશાહ છે તો તે રાજ્ય ઇચ્છે છે અને તેના ઉપર કબ્જો મળી જશે. અને જો વેપારી છે તો વેપારમાં તેના માટે જે યોગ્ય હશે તેનો તે માલિક થઈ જશે. એ જ રીતે દરેક માણસ પોતાની સ્થિતિ પ્રમાણે વસ્તુઓ મેળવી લેશે.

અને જેણે એ જોયું કે વીંટી તેના હાથમાંથી કાઢી લેવામાં આવી છે તો તેની પાસેથી તે વસ્તુઓ ઝુંટવી લેવામાં આવશે જેનો તે માલિક છે. અને જેણે એ જોયું કે વીંટીમાં નુકશાન થયું છે અથવા નકામી થઇ ગઇ છે અથવા ચોરાવી લેવામાં આવી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે જે વસ્તુઓનો માલિક છે તેમાં કોઇ અણગમતી વસ્તુ જાહેર થશે. અથવા લોકોના મામલામાંથી કોઈ મામલામાં તકલીફ જાહેર થશે.

**વીંટીનો નગીનો :** તેનું સ્વપ્નફળ શોભા અને સુંદરતા સાથે સરખાવવામાં આવે છે. જો કોઇએ એ જોયું

કે વીંટી ભાંગી ગઈ છે અને નગીનો બાકી રહી ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે જે વસ્તુઓનો માલિક છે તે તેની પાસેથી જતી રહેશે. પરંતુ તે અને તેની યાદ લોકોમાં બાકી રહેશે. કેટલાકે અંગુઠીના નગીનાનું સ્વપ્નફળ તેના પુત્રથી લીધું છે જેથી તે લોકોમાં શક્તિ, પ્રતિષ્ઠા અને દબદબો પ્રાપ્ત કરશે. જો સ્વપ્નમાં સોનાની વીંટી જોઈ તો તેનું સ્વપ્નફળ એ છે કે તે જે કાંઈ પરિધાન કરી રહ્યો છે અથવા જેનો તે માલિક છે તે હરામનો છે અને જો સ્વપ્નમાં લોઢાની વીંટી જોઈ તો તેનું સ્વપ્નફળ એ છે કે તે જે વસ્તુઓનો માલિક છે તે બાદશાહની પાસેથી મળેલી છે. અને જો વીંટી પીળી અથવા સીસાની છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની પાસે જે વસ્તુઓ છે તે સૌ નજીવી છે. જો સ્વપ્નમાં કોઈ પુરૂષે એ જોયું કે તેણે સ્ત્રીઓના ઘરેણા પહેર્યા છે તો તેમાં કાંઈ સારાપણું નથી. હાર અથવા વાળી સિવાય જેણે એ જોયું કે તેની પાસે બે કંગન છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની સ્થિતિમાં તંગી થશે અને અણગમતી વાત જાહેર થશે. જેણે એ જોયું કે તેણે એક અથવા બે કડા પહેર્યા છે. (પગનું ઘરેણું) તો તેને ભયંકર ભય અથવા કેદ વિગેરેની તકલીફ પહોંચશે.

**કડા :** કડાનું સ્વપ્નફળ એ છે કે તેના ભાઈઓ અથવા મિત્રોથી તેને કોઈ અણગમતી વાત સાંભળવી પડશે. અને ચાંદી–આમાં સૌથી તેમના માટે સરળ છે અને વૃદ્ધિ વહેલી થશે. સ્ત્રીઓના ઘરેણાનું સ્વપ્નફળ એ છે કે તેમના

માટે યોગ્યતા, સુંદરતા અને શોભા તથા સ્થિતિ સારી હોવાની નિશાની છે. જો તે સોના અથવા ચાંદી અગર ઝવેરાત ના હોય, પાઝેબ (પગનું ઘરેણું) સિવાય જે એક હોય અગર બે અથવા બે કંગન કે આ તેના પતિ અથવા પિતા અથવા ભાઈ છે. અને એ જ પ્રમાણે તાજ, પરંતુ કહેવાય છે કે તાજ તો રાજ્યની નિશાની છે.

**અશરફીયો :** જો જાત અને સંખ્યા જણાય નહીં તો જો ચારથી વધારે છે તો તેનું સ્વપ્નફળ ખરાબ છે અને જેને આ દેખાય તો તેની આબરૂમાં, અને તેની આબરૂમાં જેના ઉપર આ ખોડખાંપણ અગર ખામી લગાડવામાં આવે છે, દુષ્ટ વાણીની નિશાની છે અને આ દરેક સ્થિતિમાં ઝઘડાની નિશાની છે. અને જો જાત તથા સંખ્યાની ખબર છે તો મામલો સરળ છે. પરંતુ એક અથવા એકથી વધારે ચાર સુધી છે તો તેનું સ્વપ્નફળ તેની સંખ્યા પ્રમાણે છોકરા છે અને જો કોઈએ તેને તેના સ્વરૂપમાં જોયા પરંતુ તેની ઉપર છાપ નથી તો તે છોકરા હોવાની નિશાની છે.

**સોનાના ટુકડા તથા વાસણો :** તેનું સ્વપ્નફળ એ છે કે તેના ઉપર બાદશાહનો કોપ ઉતરશે અથવા તેનો માલ ઓછો થઇ જશે અથવા ચાલ્યો જશે.

**ચાંદીના સિક્કા (ચાંદીના નાણાં)** લોકોની પ્રકૃતિના વિરોધાભાસ જોતાં તેનું સ્વપ્નફળ અલગ હોય છે જેને તે સ્વપ્નમાં જોયા અથવા સ્વપ્નમાં મળ્યા તો કોઈને તો ઉમર લાયક અને હોશિયાર થયા પછી મળશે અને કોઈની

સાથે એવું થાય છે કે લડાઈ ઝઘડા સાથે સારી રોજી મળે છે અને ક્યારેક ચાંદીના સિક્કાનું સ્વપ્નફળ સારી વાતથી પણ કરવામાં આવે છે.

**ચાંદીના કાળા સિક્કા :** એટલે ખોટા સિક્કા (ખોટું નાણું) તો આનું સ્વપ્નફળ એ છે કે તેને જોવા, દગો, જુઠ તથા નકામી વાણીની દલીલ છે. પરંતુ જો આ સિક્કા કોઈ થેલીમાં અથવા ખીસામાં છે, અને એ જોયું કે જાણે કોઈએ તેને આપ્યા છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને કોઈ રહસ્યમય વાત કહેવામાં આવશે અને તે બનશે ત્યાં સુધી તે તેને સાચવશે અને એ જોયું કે તેની પાસેથી આ સિક્કા નષ્ટ થઈ ગયા તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનું બાળક મરી જશે.

**એક પૈસો અથવા કેટલાય પૈસા :** કોઈએ સ્વપ્નમાં જોયું કે તેને પૈસા મળ્યા છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના સંબંધમાં ખરાબ વાત કહેવામાં આવશે અને તે કેદ થશે અને તેનું સ્વપ્નફળ રોઝગારથી પણ કરવામાં આવે છે જે સારો નહીં હોય, અને નકામા ધંધાથી પ્રાપ્ત થશે.

**ચાંદીના ટુકડા :** તેનું સ્વપ્નમાં જોવું સારાપણાની નિશાની છે અને આ સોનાના ટુકડાથી ઉત્તમ છે કે તેનું સ્વપ્નફળ સ્ત્રીઓથી કરવામાં આવે છે અને જેને એવી ચાંદી મળી જેના ઉપર છાપકામ કરવામાં આવ્યું ન હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને સ્વરૂપવાન સ્ત્રી મળશે, પછી ભલે તે સ્વતંત્ર હોય કે પરતંત્ર. ☆ જેને જેને ચાંદી તેની

ખાણુમાંથી મળી તો તેને એવા સ્થળેથી સ્ત્રી મળશે જ્યાં સ્ત્રીઓ હોતી નથી.

**લોખંડ, તાંબા અને સીસાના ટુકડા :** આ સોનું સ્વપ્નફળ સારાપણાથી છે જે સાંસારિક મુડીથી પ્રાપ્ત થશે, એ શરતે કે આ ટુકડાઓ ઉપર કોઈ પણ જાતની છાપ ન હોય. અને જેણે એ જોયું કે તે સોના અથવા ચાંદી અથવા લોખંડ અથવા સીસાના સિક્કા બનાવી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે લોકોમાં ચર્ચાપાત્ર થશે અને લોકો તેની ઘણી જ નિંદા કરશે. અલ્લાહ તઆલા આપણા સૌને દરેક મુસીબતથી બચાવે અને આપણાથી દરેક શંકા, સંદેહ અને સખતાઈને દૂર રાખે. આમીન.



# ચૌદમું પ્રકરણ

## વાસણો અને સામગ્રી વગેરે સ્વપ્નમાં જોવાના સ્વપ્નફળનું વર્ણન

**વાસણ :** તેનું સ્વપ્નફળ સેવકો અને છોકરાઓથી કરવામાં આવે છે, સિવાય કે, સગડી તથા હાંડી અને દસ્તરખ્વાન ('ખાણું પીરસવા માટે પાથરવામાં આવતું પાથરણું')

તથા દીપક અને દીપકદાન, કારણ કે આ સૌનું સ્વપ્નફળ એ છે કે ઘરના વડાને પુરુષ હોય કે સ્ત્રી–રંજોગમ અને દુઃખનો સામનો થશે અને જે નામ નરજાતિમાં હોય અથવા જેનો લાભ સૌ ઘરવાળાઓ માટે સામાન્ય હોય જેમ કે દીપક, સગડી, સિવાય દસ્તરખ્વાન કે તેનો ઘરનો સરદાર છે અને જે નામ નારી જાતિમાં હોય. દાખલા તરીકે હાંડી, (ટોપલી) દીપકદાન, કટોરી તથા દસ્તરખ્વાન – તો તે પત્ની ઘરની સરદાર છે અને જે વસ્તુઓ તાંબા અને સીસાની વાપરવામાં આવે છે જેમ કે થાળ, લોટો, તો તેમનું સ્વપ્નફળ સેવકો તથા ગુલામોથી કરવામાં આવે છે

**કાંચ (આરસી)** : આનું સ્વપ્નફળ સ્ત્રીથી કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે તે આરસીમાં જોઈ રહ્યો છે તો જો તેની પત્ની ગર્ભવતિ છે તો પુત્રને જન્મ આપશે જે તે પુરુષ જેવો હશે અને પત્ની ગર્ભવતિ નથી તો તે પુત્ર જન્મશે નહીં. પછી તેનું સ્વપ્નફળ એ છે કે તે પોતાના કામ તથા હોદ્દાથી દુર થઇ જશે. અને પોતાના સ્થાને કોઈ બીજાને જોશે, અને એ જ સ્વપ્ન કોઈ સ્ત્રીએ જોયું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ગર્ભવતિ છે અને પોતાના જેવી પુત્રીને જન્મ આપશે અને જો તે ગર્ભવતિ નહીં હોય તો તેનો પતિ બીજી સ્ત્રીને લાવશે અને પોતાની શોકને પોતાના ઘરમાં જોશે. અને જો એ જ સ્વપ્ન કોઈ છોકરાએ જોયું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના જેવો જ તેનો ભાઇ જન્મશે–અને જો જોનાર કન્યા છે તો તેની માતાને તેના જેવી જ પુત્રી જન્મશે.

**સોય :** આને સ્વપ્નમાં જોવાનું સ્વપ્નફળ પુરુષની સ્રી સાથે કરવામાં આવે છે. અને તેના કાણાની અને તેમાં ધાગો પરોવવાનું સ્વપ્નફળ એ છે કે સ્રી તેની આજ્ઞાઓનું પાલન કરશે. એ શર્તે કે તેનાથી સીવાયું ન હોય. જો તેણે એ જોયું કે તે સોયથી લોકોના કપડા સીવી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે લોકોને નસીહતો – શિખામણો આપી રહ્યો છે અને કેટલાક કહે છે કે આ કારણ છે એ વાતનું કે તેની સ્થિતિની સુધારણા માટે સુચના આપવામાં આવે છે. જો કોઇ માણુસે જોયું કે તે સોયથી પોતાના અથવા બીજાના કપડા સીવી રહ્યો છે અને સોય જોતાં તેમાં ધાગો પરોવેલો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનો મામલો બરોબર થઈ જશે, સ્થિતિ સંતોષકારક થઈ જશે. જો તેણે પોતાની પત્નીના કપડા સીવ્યા તો તેમાં કાંઈ સારાપણું નથી અને જો સોય ભાંગી જાય તો તે નિર્ધન થઈ જશે અને ભાંગી પડશે.

**કાંસકીનું** સ્વપ્નફળ હર્ષ અને આનંદથી કરવામાં આવે છે. જેણે એ જોયું કે પોતાના માથા તથા દાઢીમાં કાંસકી કરી તો તેનું સ્વપ્નફળ એ છે કે તે દુઃખ, પીડા અને રંજોગમથી વહેલો મુક્ત થશે. અને એ પણ કહેવાય છે કે કાંસકીનું સ્વપ્નમાં જોવું ઘણું જ લાભપ્રદ છે જે જ્ઞાન છે અને ઉપરાંત આ વાત પણ કે તેનાથી લોકો લાભ મેળવશે અને તેની વાણી તથા આદેશથી ફાયદો ઉઠાવશે, જેવા કે, અમલદાર અથવા મુફતી અથવા ઉપદેશક અગર તબીબ (હકીમ).

**કાતર** : આનું સ્વપ્નફળ એ છે કે એક માણુસ બીજા માણુસ જોડે મળશે. જો કોઈ માણુસે એ જોયું કે તેના હાથમાં કાતર છે જે આકાશમાંથી આવી છે તો તેની વય પુરી થવાની દલીલ છે અને જો તેણે વાળ–ઉન કાપ્યા તો આની દલીલ એ છે કે તે ઘણું જ ધન એકત્ર કરશે.

**કાચ** : આને સ્વપ્નમાં જોવું ઘરની સામગ્રીની નિશાની છે. જેમકે બરણી, ખુરસીઓ અને કેટલીક વખત આથી લોંડી–ગુલામ પણ થાય છે.

**હિકાયત** : (કિસ્સો) એક માણુસ મોહંમદ સીરીનની સેવામાં હાજર થયો અને કહેવા લાગ્યો કે 'જનાબ મેં સ્વપ્નમાં જોયું છે કે જાણે મારા હાથમાં કાચનો એક પવાલો છે જેમાં ભરેલું છે. એકાએક પવાલો મારા હાથમાંથી પડી ગયો અથવા ભાંગી ગયો અને મારા હાથમાં અલ્લાહીન કુદરતથી અધ્ધર લટકેલો થંભી ગયો છે. ત્યારે ઈમામ સાહેબે કહ્યું કે, 'તારી પત્ની ગર્ભવતિ છે?' તેણે હા કહ્યું, ત્યારે આપે ફરમાવ્યું કે, 'આ સ્વપ્નનું સ્વપ્નફળ એ છે કે તે ઘણી જ જલદી સુવાવડના સમયે અવસાન પામશે અને જન્મેલ પુત્ર અલ્લાહના હુકમથી જીવતો રહેશે." એટલે ઈમામ સાહેબે જે કાંઈ કહ્યું હતું એ જ પ્રમાણે થયું.

# પંદરમું પ્રકરણ

## શસ્ત્ર અને તેની જાતો સ્વપ્નમાં જોવાનું વર્ણન

શસ્ત્ર, દરેક જાતના શસ્ત્રોનું સ્વપ્નફળ આબરૂ, દબદબો તથા બુઝુર્ગી સમાન છે જે જોનાર પોતાની ખ્યાતિ તથા સ્થિતિ પ્રમાણે પ્રાપ્ત કરશે. અને જે કાંઇ તેમાં સુધારણા જણાય તે તેનો ઠાઠ છે જે મુજબ થશે. જો કોઈએ એ જોયું કે તેની પાસેથી શસ્ત્ર ઝુંટવી લેવામાં આવ્યું છે અથવા તેના ઉપર બળજબરી થઈ છે અથવા તે ફેંકી દેવામાં આવ્યા છે, અગર તે કોઇને આપ્યા અગર ચોરાઈ ગયા અથવા ભાંગી ગયા કે તે નષ્ટ થઈ ગયા–આ સૌ તેની શાનો–શોકતમાં નુકસાનની દલીલ છે. માન–મોભામાં ઓટ આવવાની સંભાવના છે.

અને જેણે એ જોયું કે તેની પાસે તલવાર, અથવા કામઠું અથવા ભાલો, અથવા લાકડી છે અને તે કોઇની સાથે લડી રહ્યો છે. આ તેની આબરૂ છે જે તે પ્રાપ્ત કરશે. અને આ વડે કોઈએ આ વસ્તુઓ સાથે લડાઈ કરી તો આ કોમી લડાઇની દલીલ છે. અને જો કોઈએ એ જોયું કે તેણે કોઇ માણસને તલવારથી માર્યો તો તેનું સ્વપ્નફળ એ છે કે તે માણસની જીભ તેની ઉપર લાંબી થશે અને જો

તેણે કોઈને તીર માર્યું છે તો આ પુસ્તકો તથા માસિકોમાં લખેલ લખાણ છે જે અસરકારક છે. જો કોઈએ તેને ભાલાથી ઘાયલ કર્યો તો જેને ઘા લાગ્યો છે તેને સારૂં થશે અને તેને સહાયતા મળશે.

ગુર્ઝ (ગદા) : આથી મારવો કે લાકડી વિગેરેથી જે વળેલી (વાંકી) હોય તેનું સ્વપ્નફળ એ છે કે જેને માર લાગી છે તેના ઉપર એવી મુસીબત આવશે જેથી તેને દુઃખ થશે. અને એ જ રીતે કોઈએ એ જોયું કે તેને ઘા કરવામાં આવ્યો છે તો આ આ વાતની દલીલ છે કે તેના દિલ ઉપર ઘા કરનાર માણસથી નુકસાન અને તેની આબરૂમાં ઘાવના પ્રમાણમાં ઘટાડો થશે. અને જો કોઈએ એ જોયું કે તેણે માથું કાપ્યું અથવા માંસ કાપ્યું અગર હાથપગ અથવા કોઈ અવયવને શરીરથી અલગ કરી દીધો તો તેનું સ્વપ્નફળ તે વાણી છે જે કાપનાર અને તેની વચ્ચે થશે, જે તરફ તે અવયવ ઢળે છે.

અને જો કોઈએ જોયું કે તેને ખુલ્લી તલવારો આપવામાં આવી છે અને તેણે માથા સુધી ઉગામી છે પરંતુ કોઈને મારવાનો ઈરાદો નથી કર્યો તો તે ઘણો જ વૈભવ તથા દબદબો અને ઠાઠ મેળવશે અથવા સ્વરૂપવાન કન્યા પ્રાપ્ત કરશે. કેવળ કિરમાનીનો એ મત છે કે આ રીતે સ્વપ્નમાં તલવાર જોવી, તેનું સ્વપ્નફળ એ છે કે તેને પુત્ર અથવા ભાઈ જન્મશે. જો કોઈએ એ જોયું કે તેના હાથમાં તલવાર આપી છે અને એ જોયું કે તલવાર તેના મિયાનમાં ભાંગી ગઈ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે બાળક તેની

માના પેટમાં મૃત્યુ પામશે અને મિયાન ભાગી ગઈ અને તલવાર આખી રહી તો તેનું સ્વપ્નફળ એ છે કે બાળક જીવંત રહેશે અને માતા મૃત્યુ પામશે. જો કોઇએ એ જોયું કે તલવારની મૂઠ ભાગી ગઈ છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનો પિતા અથવા કાકા, અગર એ જ કક્ષાનો કોઈ માણસ મૃત્યુ પામશે, અને દરેક તે વસ્તુ જે તલવારની મૂઠમાં સારી અથવા ખરાબ જણાશે તો તે તેમાં જ જાહેર થશે જેનું વર્ણન થયું છે.

અને જેણે એ જોયું કે તેની તલવારની ધાર બુઠ્ઠી થઈ ગઈ છે તો તેની મા, દાદી અથવા માસીનું મૃત્યુ થશે. અથવા તે સ્ત્રી મરણ પામશે જેનો મરતબો તેની સમક્ષ આ દરજ્જાનો હશે.

અને હઝરત જઅફરે સાદિક રદેયલ્લાહો કહે છે કે : 'જેણે એ જોયું કે તેના હાથમાં ખુલ્લી તલવાર છે તો તે પોતાની જીભ લોકો ઉપર લાંબી કરશે અને જો તેણે આથી માર્યો અને લોહી નીકળ્યું અને લોહી તેને લાગ્યું નહિ અને તે માણસને જેને તલવાર મારી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે લોકોની નિંદા કરશે અને જો માર્યો અને તેથી લોહી નીકળ્યું તો તેના કારણે તે ગુનેહગાર થશે અથવા અલ્લાહ તઆલા તેને મહાન બદલો આપશે. જેટલું કે તેમાંથી લોહી વહ્યું છે. કારણ કે જો લોહી વહ્યું અને કોઇની દેહને અડયું નહીં તો તે ગુનોહ છે અને તેણે એ જોયું કે લોહી વહેવા લાગ્યું અને જેને વાગ્યું છે ત્યાંથી વહેતું લોહી મર-

નારના શરીરમાં લાગ્યું તો આનું સ્વપ્નફળ એ છે કે જેને ઘાવ થયો છે તે મારનાર સામે જીભ લાંબી કરશે. (અર્થાત તકાદો કરશે) અથવા મારનારને તેની પાસેથી હરામ માલ મળશે.

અને જેણે એ જોયું કે તેણે તલવારનો પટો પહેરેલો છે તો જેટલી પટાના ભારથી તલવાર નીચે ઝુકેલી હશે તે એટલું રાજ પ્રાપ્ત કરશે અને તે રાજના ભારને ઉપાડી શકશે નહીં. અને જો કોઈએ એ જોયું કે પટો નાનો હોવાથી તલવાર તેમાં સમાઈ શકતી નથી તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને રાજગાદી ઉપરથી ઉઠાવી દેવામાં આવશે અને તે રાજ માટે રાજી પણ રહેશે નહીં. અને જેણે એ જોયું કે તેનો પટો કપાઈ ગયો છે તો તેનું રાજ્ય નહીં રહે. જો કોઈએ એ જોયું કે, તેની તલવારને કાટ લાગેલો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની વાતોની કોઈ કીંમત રહેશે નહીં, ન સ્વીકાર થશે. આ સ્વપ્નફળ એ લોકોના કહેવા પ્રમાણે છે જે તલવારનું સ્વપ્નફળ વાણીથી કરે છે. પરંતુ જેણે છોકરાથી આનું સ્વપ્નફળ કહ્યું છે તો તેનું સ્વપ્નફળ છોકરો કજાત હશે જેથી કોઈ લાભ નહીં થાય અને એનું સ્વપ્નફળ રાજ્યથી કર્યું છે તો તે રાજ્ય ઓછા લાભનું હશે. અને જો તલવારની ધાર બુઠી થઇ ગઇ અથવા કાપવામાં બુઠ્ઠી જણાઇ તો તેનું સ્વપ્નફળ એ છે કે કોઈ લાભ કે કોઈ અસર તેને થશે નહીં.

**નેઝા (ભાલો)** જો ભાલાની સાથે બીજા શસ્ત્રો પણ હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને કટક અને દબદબો

મળશે અને ભાલા સાથે બીજા શસ્ત્રો ન હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને ત્યાં તેનો ભાઇ જન્મશે. એ શર્તે કે તેની અણી પણ હોય, જો અણી ન હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને ત્યાં છોકરીઓ જન્મશે અને ભાલામાં જે સારાપણું અથવા ખોડખાંપણ જાહેર થશે તો તેમાં પણ જાહેર થશે જે તરફ તે ઢળે છે.

**હિકાયત (કિસ્સો) :** અબુ અમારા કહે છે કે અમે ઈમામ મોહમદ ઈબને સીરીનની સેવામાં હાજર થયા અને અરજ કરી મેં સ્વપ્નમાં જોયું છે કે, મારા હાથમાં ભાલો છે. ત્યારે ઇમામ સાહેબે ફરમાવ્યું કે, શું તેં તેના ઉપર અણી જોઈ ? તો કહ્યું, "નહીં", ફરમાવ્યું કે, જો તેના ઉપર તેં અણી જોઈ હોય તો તારે ત્યાં એક છોકરાનું જન્મ થાત પરંતુ વહેલાં તારે ત્યાં એક છોકરી જન્મશે. પછી ઈમામ સાહેબ થોડીવાર મૌન રહ્યા. પછી ઇમામ સાહેબે ફરમાવ્યું કે તારે ત્યાં બાર પુત્રીઓ જન્મશે. મોહંમદ બિન યાહ્યા કહે છે કે મેં આ સ્વપ્ન અબુલ વલીદ રહમતુલ્લાહને કહ્યું ત્યારે તેઓ હસવા લાગ્યા. પછી ફરમાવ્યું, હું તે છોકરીઓમાંથી એકનો પુત્ર છું અને મારી અગિયાર માસીઓ છે. અને અબુ અમારા તયાન (રહ.) મારા દાદા છે, અલ્લાહ તઆલા આપણા ઉપર તથા સૌ મુસલમાનો ઉપર રહમ કરે. આમીન.

કમાન (કામઠું) જો તેમાં તાંત હોય તો તેનું સ્વપ્નફળ તેની શાનો શવકત ઠાઠ અને દબદબો પ્રાપ્ત કરશે.

અથવા તેને ત્યાં પુત્ર અગર ભાઈ જન્મશે. અને જો કામઠું ગિલાફમાં મુકેલું જુએ તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની પત્ની તેના પુત્રથી ગર્ભવતિ થઈ છે. જો કોઈએ એ જોયું કે તેનું કામઠું ભાંગી ગયું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના ઠાઠ અને દબદબામાં અથવા તેના ભાઈમાં અગર પુત્રમાં નુકશાન થશે, અને જેણે એ જોયું કે તે કામઠું ખેંચે છે અને તેના વડે તીર મારે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના ઠાઠ અને દબદબામાં અપમાન તથા બદનામી તેના તીર મારવા તથા તેના દૂર પહોંચવા સુધી થશે, અને એ પણ કહેવાય છે કે તેનું સ્વપ્નફળ એ છે કે તે પ્રવાસ કરશે અને તે સહીસલામત પાછો આવશે, એ શર્તે કે તેની તાંત ભાંગેલી હશે તો તે તે જ સ્થળે રહી જશે, જ્યાં તે પ્રવાસ કરશે અને ક્યારેક તેનો પ્રવાસ પુરો પણ થઈ જશે.

અને જેણે એ જોયું કે તે માટીની ગોળી મારી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે કોઈ માણસની નિંદા કરે છે જે આપણા ધર્મમાં ખરાબ છે અને કેટલીક વખત તેને તીરોથી મારવો તેનું સ્વપ્નફળ સત્યવાણી છે અને તે અસત્યમાં એટલું જ ભળશે જેટલું તીર દાખલ થયું છે. જેણે એ જોયું કે તે કામઠાને છોલી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ રાજ્ય અથવા ભાઈ અથવા પુત્રથી કરવામાં આવે છે અથવા તે લગ્ન કરશે અને તેને ત્યાં પુત્ર જન્મશે. જેણે એ જોયું કે તે કામઠું ખેંચે છે અને તે ખેંચાતી નથી તો આ કામઠું જે બાજુ ઢળતું હોય જેમ કે બાદશાહ અથવા ભાઈ અથવા પુત્ર તો તેના ઉપર તેનો મામલો કઠણ હશે અને તે ગુંચવાડામાં પડશે.

**છુરી, તીર, ખંજર તથા લોખંડનું દરેક હથિ-યાર :** આ સર્વે હથિયારો છે અને જે હથિયારનું સ્વપ્નફળ હશે તે આનું થશે પરંતુ તે એક જ છે તો તેનો અર્થ ભાઈ અથવા પુત્રનું થશે. જેમ ભાલો અને એ જ રીતે ખૂરપી, પાવડો તથા રંદો વિગેરે કે સ્વપ્નફળમાં આ સર્વેનું સ્વપ્નફળ સમાન છે.

**બખતર,** લોખંડનો ટોપ વિગેરે સર્વેનું સ્વપ્નફળ દુશમનથી રક્ષણ અને બચાવ તથા વિજય અને સર્તપરીતાથી થાય છે.

**ઢાલ** જો તેની સાથે કોઈ હથિયાર હોય તો તેનું સ્વપ્નફળ રક્ષણ અને બચાવ છે અને જો કેવળ એકલી ઢાલ જ છે તો તેનો અર્થ એ છે કે તે એક જાતનો હોશિ-યાર, કાબેલ અને પ્રવીણ માણુસ છે જે પોતાના ભાઈઓનો રક્ષક છે અને ખોટા કામોથી તથા અણુગમતી વાતોથી તેમને બચાવનાર છે.

**કોરડો :** આ સદકાના થોડા માલનો રક્ષક હોવાની દલીલ છે અથવા પ્રમાણુમાં અન્ય કોઈ વસ્તુની અમલદારી મળશે.

# સોળમું પ્રકરણ

## ઘોડા, ખચ્ચર, ગધેડું અને તેના રંગો સ્વપ્નમાં જોવાનું બયાન.

ઘોડો, તેનું સ્વપ્નફળ પુરૂષના મરતબા અને તેની આબરૂ તથા ઠાઠમાઠ અને દબદબાથી કરવામાં આવે છે. જો કોઈએ આમાં વધારો જોયો તો તેમાં વધારો થશે. જેનું વર્ણન કરવામાં આવ્યું છે અને જેણે એ જોયું કે તે તેના ઉપર સવાર થયો અને ઘોડા ધીમા ધીમા ચાલે છે અને ઘોડો સંપૂર્ણ ખરો અને ખોડખાંપણ વગરનો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ઠાઠમાઠ અને દબદબો પ્રાપ્ત કરશે. એ જ રીતે કોઈએ એ જોયું કે તેની પાસે ઘોડો છે અથવા તેણે ઘોડો લીધો છે અને તેને બાંધ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે જે ખુબીઓ અમે વર્ણવી છે તે તે પ્રાપ્ત કરશે. હઝરત રસુલે ખુદા સ.અ.વ. ફરમાવે છે કે, ઘોડાઓને બાંધો, કારણ કે તેમની પીઠ તમારી આબરૂ છે તમારા માટે ઈજ્જત છે અને તેમના પેટ તમારા માટે ખજાનારૂપ છે.

જો કોઈએ ઘોડામાં અથવા તેનું પલાણ (જીન) અથવા લગામ અથવા પેંગડુ (રકાબ) અથવા તેની કોઈ બીજી વસ્તુમાં કોઇ ખામી જોઈ અગર કોઈ નુકસાન જોયું

તો તે તેની આબરૂમાં અને તેના મોભામાં એટલું જ નુકસાન પહોંચશે અને જો ઘોડાની દુમ લાંબી અથવા મોટી જોઈ તો એટલા જ પ્રમાણમાં તેના માનનારા હશે, અને જો ઘોડાના વાળ ઉખડેલા અથવા દુમ કપાયલી જોઇ તો તેના માનનારા ઓછા હશે, અને ઘોડાના દરેક અવયવો પ્રમાણમાં તેની આબરૂ અને મોભાનો એક ભાગ છે જે તેના અવયવો સમાન હશે. અને જો કોઇએ એ જોયું કે ઘોડો તેની સાથે લડે છે અથવા તેની સાથે માથાભારેપણું કરે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે કોઈ ગુનાનું કામ કરી રહ્યો છે અને કોઇ ભયંકર કામ કરી રહ્યો છે, જેટલી ઘોડાની શક્તિના પ્રમાણમાં છે.

જો કોઈએ એ જોયું કે ઘોડો તેને લઈને આકાશ અને ભૂમિની વચ્ચે ઉડી રહ્યો છે અથવા એ જોયું કે ઘોડાના બે પંખ છે તો તેનુ સ્વપ્નફળ એ છે કે તે દુન્યામાં અને આખેરત (પરલોક)માં નેકનામ થશે અને બુઝુર્ગી પ્રાપ્ત કરશે. અને કયારેક સ્વપ્નફળ એ પણ હોય છે કે આ જોનાર પ્રવાસ કરશે. પરંતુ જો કોઈએ એ જોયું કે ઘોડો શહેરમાં અથવા ઘરોમાં દોડી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે ત્યાં પૂર તથા વરસાદ અને કઠણાઈઓ આવશે અને જો ઘોડાઓ ઉપર પલાણો છે તો આ હર્ષ અથવા કોઈ દુઃખમાં ભેગા થયા છે.

**ઘોડાના રંગ :** જો કોઈએ સ્વપ્નમાં ચિતકબરો ઘોડો જોયો તો તેનું સ્વપ્નફળ એ છે કે જે મામલામાં

તે લાગેલો છે અથવા જે કામમાં તે લાગેલો છે તેમાં તે લાગેલો રહેશે, અને જો કાળા રંગનો છે તો આ મામલામાં તેને આનંદ થશે તથા માલ પ્રાપ્ત કરશે. અને જો કુમેદના રંગનો ઘોડો છે તો તેનું સ્વપ્નફળ દીન (ધર્મ)માં શક્તિ તથા યોગ્યતાથી થાય છે. અને જો ઘઉંવર્ણો હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તે અણગમતા સ્થાને પહોંચશે. અને જો સફેદ હોય તો ચિતકબરા જેવું છે. અને લાલ રંગનો ઘોડો પરિણામમાં બધા જ રંગોમાં ઉત્તમ છે. અને સર્વેમાં ઉત્તમોત્તમ ઘોડો તે છે જેના હાથપગ સફેદ હોય. અને જો કોઈએ એ જોયું કે તેણે ઘોડા ઉપર કોઈ માણસને બેસાડયો તો તેનું સ્વપ્નફળ એ છે કે તે માણસની મારફતે પોતાના ધ્યેય સુધી પહોંચી જશે જેની તે આશા રાખી રહ્યો છે. અને જો કોઇએ એ જોયું કે તેને ઘોડીનો માલિક બનાવવામાં આવ્યો અને તેની ઉપર તે સવાર થયો તો તેનું સ્વપ્નફળ એ છે કે તે સંસ્કારી સ્ત્રી મેળવશે અને જો ઘોડી કાળી રંગની હોય તો તેનું સ્વપ્નફળ એ છે કે તેને ધનવાન સ્ત્રી મળશે અને તેમાં સફેદ રંગ વધુ હોય તો ગાનારી, વગાડનારી સ્ત્રી મળશે. અને તે ઘટના જે ઘોડામાં દેખાશે જેવાં કે તેનું મરણ અથવા ચોરાઈ જવું અથવા કોઇ જાતનું નુકસાન તો આ તેની પત્નીમાં જણાશે. અને જો કોઇએ એ જોયું કે તેણે ઘોડીનું માંસ ખાધું તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ધન, બુઝુર્ગી, નેકનામી અને ઉત્તમ રોજી મેળવશે. જો કોઇએ સ્વપ્નમાં એવો ઘોડો જોયો જેને તે ઓળખતો નથી. ન તેનો માલિક થયો, ન તેના

ઉપર સવાર થયો—તો તેનું સ્વપ્નફળ એ છે કે તે મહાન મરતબાનો માણસ છે અને સજ્જન છે. અને જો એ જોયું કે ઘોડો તેના થાન ઉપર અથવા તેના ઘરમાં આવ્યો તો તેનું સ્વપ્નફળ એ છે કે તે સ્થળે એક મહાન અને સજ્જન માણસ જે આબરૂદાર હશે તે દાખલ થશે અને એ જોયું કે તેના ઘેરથી અથવા થાનથી ઘોડો નીકળ્યો. તો તેનો દાખલો એ છે કે માણસ ત્યાંથી બીજા કારણે ચાલ્યો જશે અથવા મૃત્યુ પામશે.

**ટટ્ટુ :** આ ઘોડાનું સ્વપ્નફળ માણસના ભાગ્ય તથા નસીબથી કરવામાં આવે છે. જો કોઇએ એ જોયું કે ટટ્ટુ તેના તાબામાં છે અને તેના કહેવામાં છે તો તેનું સ્વપ્નફળ એ થશે કે તેનું ભાગ્ય સારૂં છે. અને કોઇએ આથી વિરૂદ્ધ જોયું તો તેનું સ્વપ્નફળ પણ એ છે કે તેનું ભાગ્ય પણ તેની વિરૂદ્ધમાં છે. અને જો કોઈએ એ જોયું કે તે ટટ્ટુ પર સ્વાર છે અને તે અરબી ઘોડાઓ ઉપર સ્વારી કરવા ટેવાયેલો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનો દરજ્જો ઓછો થઇ જશે, અને આનંદમાં નુકસાન થશે. અને જો તે ટટ્ટુ ઉપર સ્વારી કરવા ટેવાયેલો છે તો તેનો દરજ્જો ઊંચો થશે અને ભાગ્યશાળી થશે અને ટટ્ટુની માદાઓનું સ્વપ્નફળ પણ એ જ પ્રમાણે થશે જે રીતે ઘોડીઓની અને એ જ રીતે તેના રંગની થશે, કેવળ એટલું જ કે તે સ્ત્રીઓ અરબી પણ નહીં હોય અને તેના આજુબાજુના પ્રદેશની પણ નહીં હોય.

**ખચ્ચર :** તેનું સ્વપ્નફળ એવા પુરૂષ સાથે કરવામાં આવે છે જેમાં કોઇ માણુસાઈ ન હોય, જેમ કે, ગુલામ, તથા ગોવાળિયો અને હરામી બચ્ચું. પરંતુ આ પુરુષ શક્તિ શાળી અને સ્વભાવે સખત હશે. જો કોઈએ એ જોયું કે તે ખચ્ચર ઉપર સવાર છે અને તેનો શત્રુ આ જ સંસ્કારનો છે તો તેના ઉપર વિજયવંત થશે. અને તેને તાબે કરી લેશે એ શરતે કે સ્વપ્ન કોઈ પુરૂષે જોયું હોય. અને કોઇ સ્ત્રીએ જોયું હોય તેનું સ્વપ્નફળ એ છે કે તે આવા સંસ્કારવાળા પુરૂષ સાથે લગ્ન કરશે. અને કયારેક ખચ્ચરનું સ્વપ્નફળ પ્રવાસ સાથે પણ કરવામાં આવે છે. અને જો ખચરી (ખચ્ચરની માદા) છે તો તેનું સ્વપ્નફળ વાંઝ સ્ત્રી સાથે સરખાવવામાં આવે છે. જ્યારે કોઈએ એ જોયું હોય કે તે ખચરી ઉપર સવાર છે, અગર એ કે તેનો માલિક થયો છે અને તેની ઉપર પુરેપુરી સામગ્રી પલાણ, અને લગામ વિગેરે છે, અને ખચ્ચરોના રંગનું સ્વપ્નફળ એ જ રીતે સરખાવાય છે જે ઘોડાઓના સ્વપ્નફળમાં વર્ણન કરવામાં આવ્યું છે. અને કયારેક ખચરી જોવાનું સ્વપ્નફળ પુરૂષના દરજાની તથા તેના હોદ્દા સાથે થાય છે. તેનું દુધ જોવું ખરાબ છે. તેના માટે જેણે તેને પીતા જોયું હોય અને જેટલું તેણે પીધું એટલા પ્રમાણમાં ભલાઈ અને કઠણાઈ જોશે. અને ખચ્ચરોનું માંસ તથા ચામડાનું સ્વપ્નફળ ધનથી અથવા માલથી કરવામાં આવે છે.

**ગધેડું :** તેનું સ્વપ્નફળ માણુસના ભાગ્ય તેના સંસ્કાર અને તેની મજા આનંદથી થાય છે અને તે અરબી ઘોડાથી

ઉત્તમ છે તો જેણે આમાં વિશેષતા અથવા ઓછું જોયું તો તેના ભાગ્ય તથા ઉત્તમતામાં છે અને માદા નર જેવી છે અને ભલાઇ તથા ભાગ્યમાં સારી છે અને જેણે એ જોયું કે તે ગધેડા ઉપર સવાર છે અને તે તેનો તાબેદાર છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનું ભાગ્ય ઉન્નતિ માટે જાગૃત થયું છે અને ધનદોલત તથા આજીવિકા એકત્ર કરવા માટે પ્રવૃત્તિમય થઈ ગયું છે. જો ગધેડું કાળું હોય તો તે ધન તથા આગેવાની હાંસલ કરશે. ગધેડાના બધા જ રંગ ઘોડાના રંગ જેવા સ્વપ્નફળમાં છે. જેનું વર્ણન આગળ આવી ગયું છે અને તેની ઉપર સવારી કરવામાં, તેને બાંધવામાં, તેને પકડવામાં અને માલિક થવામાં કોઈ તફાવત નથી. સૌનું સ્વપ્નફળ સરખું જ છે. તેમજ ખોડખાંપણવાળા ગધેડા ઉત્તમ છે. તેમાં વધુ સારાપણું છે.

જો કોઈએ એ જોયું કે તે ગધેડા ઉપર સવાર છે અને તે તેને લઈ જઈ રહ્યો છે અને તેના ઉપરથી તે પડી ગયો તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની જે સ્થિતિ હાલ છે તેનાથી તે નીચે જશે, ઉપરાંત શકય છે કે તે અવસાન પામે. અને જેણે એ જોયું કે તે ગધેડા ઉપરથી ઉતરી રહ્યો છે એજ સામાન્ય રીતે જેમ ઉતરીએ છીએ તો તેને નુકસાન થશે નહીં અને જો ઉતરતી વખતે તેના મનથી વિચાર કરી લીધો કે હવે આની ઉપર સવાર નહીં થાઉં તો જે સ્થિતિમાં ઉતરતાં અગાઉ હતો તે સ્થિતિમાં ફરી આવશે નહીં. જો કોઈએ એ જોયું તે ગધેડું ખરીદી રહ્યો છે અને કીંમત રોકડી અશરફીયોમાં અથવા રૂપીયામાં આપી દીધી

અને સિક્કાઓને ઉલટપલટ કર્યા, તો આ ઘણું જ સારૂં છે અથવા સારી વાણી છે જે બોલશે. અને જો કોઈએ એ જોયું કે તેણે રોકડી કિંમત આપી નથી અને રૂપિયા પણ આપ્યા નથી અને પોતાના હાથે ઉલટપલટ પણ કર્યા નથી તો તેનું સ્વપ્નફળ એ છે કે તેના માટે સારૂં થશે અને આભારવશ થશે કારણ કે કિંમત વાસ્તવમાં તે ન્યામતનો આભાર છે.

અને જો કોઈએ એ જોયું કે તેના ગધેડાની આંખ નિર્બળ છે અથવા તે કાણા છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની કમાણીનો મામલો શક અને સંદેહમાં પડી જશે અને ગધેડામાં કમજોરી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે કોઈ મામલામાં ફસાયલો છે જેમાં તેને સીધો માર્ગ દેખાતો નથી. અને જો કોઈએ એ જોયું કે, તેનું ગધેડું ખચ્ચર થઇ ગયું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનું ભાગ્ય તથા કમાઈ કોઈ એવા માણુસ પાસે પહોંચી જશે જે તેની સાથે સંબંધ રાખતી નથી અને તે સફરમાં હશે. અને જો તે ઘોડો બની ગયો તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની આજી-વિકા કોઈ બાદશાહ અથવા કોઈ સજ્જન માણુસ પાસેથી મળશે અને જો એ જોયું કે તેનું ગધેડું નિર્બળ થઇ ગયું છે અને ભાર ઉપાડવાથી લાચાર થઈ ગયું છે અથવા તેના ચઢવામાં અને ઉતરવામાં કમજોરી છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તેનું ભાગ્ય કમજોર થઇ ગયું છે અને આ જગતમાં તેની ઉત્તમતા ઓછી થઇ ગઈ છે.

અને જેણે એ જોયું કે તેણે ગધેડાનું માંસ ખાધું, અથવા માંસ તેની માલિકીમાં આવી ગયું અથવા ખાવા માટે તેને કાપ્યું તો તેનું સ્વપ્નફળ એ છે કે ખરાબ માલ મેળવશે. અને જેણે એ જોયું કે તેણે ગધેડીનું દુધ પીધું છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે એક સખત બિમારીમાં પટકાઇ પડશે જેમાં બચવાની આશા ઓછી છે. વલ્લાહો આલમ.



# પ્રકરણ સત્તરમું

## ઉંટ, ગાય, બકરી, ઘેટા અને તેમનું માંસ સ્વપ્નમાં જોવા તથા તેના રંગનું વર્ણન.

ઉંટનું સ્વપ્નફળ કયારેક પ્રવાસથી કરવામાં આવે છે, અને કયારેક દુઃખથી કયારેક કોઈ મોટા માણસથી જે અરબી હોય કે તેની આસપાસના પ્રદેશનો. જો ઉંટ લાલ રંગનો હોય તો તેનું સ્વપ્નફળ એ જ છે જે ઉપર વર્ણવવામાં આવ્યું છે પરંતુ જો તેની માદા છે તો જોનાર જો કુંવારો છે તો તેનું સ્વપ્નફળ સ્ત્રી છે અને કુંવારો નથી તો પછી તેનું સ્વપ્નફળ પ્રવાસ, દેશ અથવા મકાન સાથે કરવામાં આવે છે. જો કોઇએ એ જોયું કે તે ઉંટ પર સવાર છે અને ઉંટ તેને લઈ જઈ રહ્યું છે, તો તેનું સ્વપ્નફળ પ્રવાસથી

થશે અને જો કોઈએ એ જોયું કે, તે ઉંટ થઈ ગયો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે અફસોસ, રંજ અને શોક અથવા બીમારીમાં સપડાશે. પરંતુ પછી તે સારો અને તંદુરસ્ત થઇ જશે અને જો કોઈએ એ જોયું કે તે ઉંટ સાથે લડાઈ કરે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે દુશ્મનથી લડે છે અને જો તે ઉંટ લાલ રંગનું છે તો તે માણુસ અજમી (અરબસ્તાન સિવાય તેની આસપાસના પ્રદેશનો) છે.

અને જો કોઈએ જોયું કે તેની પાસે ઘણાં ઉંટ છે અને તે તેનો માલિક છે અથવા તેને ચલાવી રહ્યો છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે કોઈ કામનો હાકિમ થશે. અને જો કોઇએ એ જોયું કે અજાણ્ ઉંટો કોઈ ભૂમિ અથવા સ્થળ અથવા ગામમાં દાખલ થયા છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે સ્થળે કોઇ દુશ્મન દાખલ થશે. અને ક્યારેક તેનું સ્વપ્નફળ પુર, બીમારી અથવા રોગચાળાથી કરવામાં આવે છે. અને જો ઉંટ સારો અને તંદુરસ્ત છે તો પરિણામ સારૂં અને બરકતો આવશે. અને ઉંટ ખરાબ છે તો આની વિરૂદ્ધ હશે.

ઉંટનું માંસ તેનું સ્વપ્નફળ તે માલ છે જેની સાથે તેનો સંબંધ છે અને કહેવાય છે કે જેણે એ જોયું કે તેમાંથી થોડુંક ખાધું તો તેનું સ્વપ્નફળ એ છે કે તે બીમાર પડશે અને જેણે એ જોયું કે તે ઉંટણીનું દુધ દુએ છે તો આની તાબીર એ છે કે તે કોઇ સ્ત્રી પાસેથી હલાલ માલ પ્રાપ્ત કરશે અને જો દુધ સિવાય બીજી વસ્તુ દોહે એટલે લોહી

અથવા પરૂ તો આની તાબીર હરામ માલથી થશે. અને જો કોઈએ એ જોયું કે તેણે ઉંટણીનું દુધ પીધું પરંતુ તેણે પોતે તે દુધ દોહ્યું ન હતું તો તેની તાબીર એ છે કે તે કોઇ મોટા માણુસ પાસેથી માલ મેળવશે જે ખુબ જ શાનો-શવકતવાળો હશે. અને જેણે એ જોયું કે ઉંટણી તેની પાસેથી ચાલી ગઈ અથવા ચોરી થઇ ગઇ તો તેનું સ્વપ્નફળ એ છે કે તેની પત્ની તેનાથી અલગ થઈ જશે.

**બળદ :** તેની તાબીર મોટા માણુસથી થાય છે જે બાદશાહના ગવર્નરોમાં હશે અથવા એવો માણુસ જેની પાસે લાભ અને સમર્થતા હશે, એ શરતે કે તેના શીંગડા પણ હોય. અને શીંગડા ન હોય તો તેનું સ્વપ્નફળ એવા માણસથી કરવામાં આવે છે જે અપમાનિત અને વામણો હોય, જેની પાસેથી ન્યામતો ઝુંટવાઈ ગઈ હોય.

**ગાય :** આની તાબીર વર્ષ અથવા સ્ત્રી સાથે કરવામાં આવે છે. જો કોઇએ એ જોયું કે તે બળદ ઉપર સવાર છે અગર તેનો માલિક થયો છે તો તેની તાબીર એ છે કે તે બાદશાહના હોદ્દામાંથી કોઇ હોદ્દો પ્રાપ્ત કરશે અને તેથી ભલાઈ પામશે. અને બાદશાહના કોઈ મોટા હોદ્દેદાર સાથે ગાઢ સંબંધ થશે અને તેના આશ્રયમાં ઘણો જ માલ પ્રાપ્ત કરશે. જો તે બળદ તેના ઘરમાં પ્રવેશ્યો અને તેને કાબુમાં કર્યો તો તેની તાબીર એ છે કે તે માલ જે પ્રાપ્ત કરશે તેને સંભાળી શકશે. અને આ બળદ તેના માલમાં વધારાનું કારણ બનશે. કોઇએ એ જોયું કે તે ઘણાં જ બળદોનો

માલિક થયો છે તો તેની તાબીર એ છે કે તે માલનો માલિક થશે અને માલ તેના હાથ નીચે રહેશે.

જો કોઇએ એ જોયું કે બળદે તેને શિંગડું માર્યું તો તેની તાબીર એ છે કે તેને કામથી દુર કરવામાં આવશે અને જેટલી શીંગડાની માર લાગી છે તે પ્રમાણે તેને નુકસાન થશે. અને જો તે બળદનું શીંગડું ભાંગી ગયું તો તેની તાબીર એ છે કે તે પોતાના ગામમાં અણગમતી વાત જોશે. અને અલગ થવાની પાસે પહોંચી જશે. બળદના શિંગની તાબીર તેની આબરૂ અને માલ તથા તેની યોગ્યતાથી કરવામાં આવે છે. જો કોઈ સ્રીએ એ જોયું કે તે બળદ ઉપર સવાર થઈ છે તો જો તે પતિવિહોણી છે તો તેનું લગ્ન થઈ જશે અને જો પતિ છે તો પતિ તેનો તાબેદાર થઈ જશે અને તેના ઉપર તે સવાર થઇ જશે. બળદનું માંસ તેનો માલ છે અને તેનું ચામડું તેનો વારસો છે,

જો કોઇએ એ જોયું કે તેણે બળદને ઝુબહ કર્યો તો તેની તાબીર એ છે તે મરણ પામશે. અને જો બળદ કામ-કાજનો નથી તો તે માણુસ એ જ સ્થળે અવસાન પામશે, અને તેનું માંસ વહેંચવામાં આવશે. જો કોઈએ એ જોયું કે તેણે બળદ અથવા વાછરડાને ઝુબહ કર્યો જે કામ કરવાની વયે પહોંચ્યો ન હતો તો તેની તાબીર એ છે કે તે એક માણસને તાબે કરી લેશે અને તેના મૃત્યુ અગાઉ તેનો માલ ખાશે અને આ તે માણસના જેવો નહીં હોય જેણે ઝુબહ કર્યો અને તેનું માંસ ખાધું નહીં.

**અસંખ્ય બળદ :** જો અજાણુ છે અને તેને સંભાળનાર કોઈ નથી અને તેઓ કોઈ સ્થળે અથવા ઘરમાં પ્રવેશ્યા તો તેની તાબીર એ છે કે તે સ્થળે રોગ અથવા રોગચાળો પ્રસરશે, ખાસ કરીને તેના રંગ અલગ હોય અથવા કાળા અને પીળા હોય.

**ભેંસ :** આની તાબીર જેમ ઉપર વર્ણન કરવામાં આવ્યું, વર્ષ પણ છે અને સ્ત્રી પણ છે અને કાળી ભેંસની તાબીર ફળદ્રુપ વર્ષથી કરવામાં આવે છે. જો કેટલીય કાળી ભેંસો એકત્ર થઈ જાય તો જેટલા પ્રમાણમાં તેઓ જાડી હશે એ જ પ્રમાણે વર્ષ ફળદ્રુપ હશે. અને જો દૂબળી હશે તો તે વર્ષ સુકું વર્ષ હશે. જો કોઈએ એ જાડી ભેંસ જોઈ અને જો તેનો માલિક થઈ ગયો અથવા તે સ્થળવાળા-ઓની છે જ્યાં તે રહે છે તો તેની તાબીર ફળદ્રુપ વર્ષ છે અને ભેંસના માંસની તાબીર આ વર્ષોના માલની છે. એ જ રીતે તેનું ગોબર તે માલ છે જે તે કમાશે. એ જ રીતે ચોપગાનું ગોબર બધો જ માલ છે. કેવળ એ જ કે આ સૌ તેની ગંધ પ્રમાણે છે અને એ જ રીતે અપવિત્ર વસ્તુ જે પેટમાંથી નીકળે જો વધુ પ્રમાણમાં હોય તો તે હરામ માલ છે જેમાં કોઈ ભલાઈ નથી. ભેંસનું ઘી, તેનું દુધ, માલ છે. ફળદ્રુપતા છે. પૈસેટકે સુખી થવું તેના માટે જે આ દેશના માલિક હોય, જેને તે પ્રાપ્ત થઈ જાય.

અને જેણે એ જોયું કે તે ભેંસને દોહી રહ્યો છે અને તેનું દુધ પી રહ્યો છે તો જો ફકીર છે તો ધનવાન

થઈ જશે. જો ધનવાન છે તો ધનમાં વૃદ્ધિ થશે. અને જો ગુલામ છે તો આઝાદ થઈ જશે અને પોતાને આઝાદ કરનારી માલિકણ સાથે લગ્ન કરશે અને જેણે ભેંસને ગર્ભવતિ જોઈ તો તેની તાબીર એ છે કે એ જ વર્ષમાં ભલાઈ તથા ફળદ્રુપતાની આશા છે જે ચોક્કસ થશે.

ઘેટું : આની તાબીર એજ વર્ણિત માણસ છે જેની પ્રત્યે લોકોની નજર પડે, જે શરીફ, ધનવાન, બળવાન અને શુરવીર હોય. જો કોઈએ એ જોયું કે તેણે ઘેટું મેળવ્યું અથવા તે ખરીદી લીધું તો તેની તાબીર એ છે કે તે ધન તથા આબરૂ હાંસલ કરશે અને મોટા માણસને કાબુમાં લેશે. જો કોઈએ એ જોયું કે તેણે તેને ઝુબહ કર્યું અને તેનો ઈરાદો માંસનો ન હતો અથવા તેને મારી નાંખ્યો તો તેની તાબીર એ છે કે તે કોઈ આબરૂદાર અને શક્તિશાળી વ્યકિત ઉપર સફળતા પ્રાપ્ત કરશે.

જો કોઈએ એ જોયું કે તેણે તેનું ચામડું ઉતાર્યું તો તેની તાબીર એ છે કે તે વ્યક્તિનો માલ લઇ લેશે અને તે બન્નેમાં જુદાઈ થઈ જશે. અને જો તેનું માંસ ખાધું તો તેની તાબીર એ છે કે તે તે વ્યક્તિનો માલ ખાશે. જો કોઈએ એ જોયું કે તે ઘેટા ઉપર સવાર છે અને પોતાની મરજી મુજબ આમતેમ ફેરવે છે તો તેની તાબીર એ છે કે તેનાથી તેને લાભ મળશે. અને કોઈએ જોયું કે તેણે ઘેટાને પોતાની પીઠ ઉપર ઉપાડયું છે તો તેની તાબીર એ છે કે તે એક માણસનો ખરચો ઉપાડે છે. જો ઘેટું તેના

ઉપર સ્વાર થઇ ગયું અને તેણે પોતે તેને ઉપાડ્યું નથી તો તેની તાબીર એ છે કે તે માણસ સ્વપ્ન જોનાર ઉપર સ્વાર થઈ જશે, અને તેને લાચાર કરી દેશે. અને જો એ જોયું કે ઘેટાએ તેને નીચે પાડી દીધો છે તો તેની તાબીર એ છે કે સ્વપ્ન જોનાર તેની ઉપર કાબુ મેળવી લેશે, અને તેની શક્તિ તથા આબરૂ હણાઈ જશે.

જેણે એ જોયું કે, તે ઘેટાના ધણનો માલિક થઈ ગયો છે તો તે આબરૂદાર લોકો ઉપર અને મોટા લોકો ઉપર કાબુ મેળવી લેશે. એ જ રીતે જો એ જોયું કે તે ઘેટાઓને ચરાવે છે અથવા કુરબાની માટે ઘેટાને ઝુબહ કરી રહ્યો છે તો તેની તાબીર ગુલામને આઝાદ કરવા, કેદીને મુક્તિ અપાવવા, બીમારીથી આરોગ્ય પ્રાપ્ત કરવા, કરજો અદા કરવા (ભરપાઈ કરવા) અથવા નિર્ધનતા પછી ધનવાન થવાની છે.

**બકરી :** આની તાબીર શરીફ અને સ્વરૂપવાન સ્ત્રીથી છે જે ભાગ્યશાળી છે. જો કોઇએ એ જોયું કે તેણે કોઈ બકરી પાળી અથવા વેચાતી લીધી તો તેની તાબીર એ છે કે તે એવી જ સ્ત્રી મેળવશે અને જો કોઇએ એ જોયું કે તેણે તેનું માંસ ખાવા માટે ઝુબહ કરી છે તો તેની તાબીર એ છે કે તે ભલાઇ પામશે અને જો બકરી ઝુબહ કરી અને તેનું માંસ ખાવાનો ઈરાદો ન હતો તો તેની તાબીર એ છે કે તે કોઈ સ્ત્રી સાથે નિકાહ કરશે અને જેણે એ જોયું કે બકરી તેના ઘેરથી નીકળી ગઈ અથવા ખોવાઈ ગઈ કે ચોરાઈ ગઈ તો તેની તાબીર એ છે કે તેની પત્ની સાથે આ બધું સામે આવશે જે તેને ખરાબ જણાશે.

**બકરીની ચરબી** અને તેનું માંસ, તેના ચામડા, તેનું દૂધ, તેની મગનીઓ સર્વસ્વ તેના માલ ગનીમત છે જે તેને મળે.

**બકરીનું બચ્ચું :** જો કોઈએ જોયું કે, તેને બકરીનું બચ્ચું આપવામાં આવ્યું છે તો તેની તાબીર એ છે કે તેને બાળક જન્મશે અને જેણે એ જોયું કે તે બકરીનું બચ્ચું ઝુબહ કરી રહ્યો છે પરંતુ તેના માંસ માટે નહીં તો તેની તાબીર એ છે કે તેનું બાળક અથવા તેના કુટુંબમાં કોઇ મૃત્યુ પામશે. જો કોઇએ જોયું કે તે તે બચ્ચાનું માંસ આપે છે તો તેની તાબીર એ છે કે તે બચ્ચાના લીધે માલ મેળવશે. જેણે એ જોયું કે તે બકરીનું રાંધેલું માંસ ખાઈ રહ્યો છે તો તેની તાબીર એ છે કે તે સારી રોજી અને ખુશહાલી હાંસલ કરશે. જેણે એ જોયું કે તે કાચું માંસ (રાંધ્યા વગરનું) ખાય છે અથવા તે માંસથી કોઈ માણસને મારે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે કોઇ માણસની ગીબત (નિંદા) કરી રહ્યો છે, અને તેનું માંસ ખાઈ રહ્યો છે, અથવા તેની પોતાની જીભથી નુકસાન કરી રહ્યો છે.

જેણે એ જોયું કે તે ભૂંજેલું માંસ ખાય છે તો તેની તાબીર એ છે કે તે એવી રોજી મેળવશે જેમાં દુઃખ અને તકલીફ થશે. એટલે સુધી કે તે નિરાશ થવાની અણી ઉપર આવી પહોંચશે. જેણે એ જોયું કે તેના ઘરમાં અથવા તેના સ્થળે ચામડા ઉતરેલી બકરી આવી ગઈ છે તો તેની

તાબીર એ છે કે તે સ્થળે કોઈ અત્સાન પામશે. જો બકરીના કેટલાક અવયવનું ચામડું ઉતારેલું છે તો તે અવયવના પ્રમાણે તેનું અત્સાન થશે. જો તેણે બકરીનો પગ અથવા કોઇ અવયવ ખાધું તો તેના કુટુંબમાં કોઇનું મૃત્યુ થશે અને જો તેનું પડખું અથવા પાંસળીનું માંસ ખાધું તો ત્યાં એક સ્ત્રીનું મૃત્યુ થશે. અને બધું ત્યારે થશે જ્યારે માંસ તાજું હશે અને જેણે એ જોયું કે તે બકરીઓ ચરાવે છે તો તેની તાબીર એ છે કે લોકો ઉપર તેનું રાજ્ય થશે.



**હુંબો :** જોનાર હોય તો ઘેટાં જેવી તાબીર તેના ભાગ્ય તથા આબરૂમાં થશે અને સૌ વાતો જેનું વર્ણન ઘેટાની તાબીરમાં છે અને માદાની તાબીર બકરીની તાબીર જેવી છે કેવળ એટલું જ કે તેની આબરૂ બકરીથી ઓછી અંકાશે અને એ પણ કહેવાય છે કે હુંબી (હુંબાની માદા) ગાયની તાબીર જેવી છે પરંતુ આબરૂ અને ભલાઈમાં તે ગાય કરતાં ઓછી છે.

**વાળ :** ઉન જેવા છે અને એ જ રીતે તેની ગંદકી અને તેનું દૂધ બકરી જેવું છે. પરંતુ આબરૂમાં ઓછું છે. પરંતુ બકરાનું માંસ સ્વપ્નમાં વધારે કે ઓછું ખાધું તો તેની તાબીર એ છે કે તે બીમાર થશે.

**કસાઈ :** જો અજાણ હોય તો તેની તાબીર મલેકુલ મોતથી કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે તેણે કસાઈ પાસેથી માંસ ખરીદ્યું અને તેને મકાન સુધી પહોં

ચાડ્યું તો તેની તાબીર એ છે કે જે અવયવ તેણે ખરીદયો છે તે અવયવમાં તેને તકલીફ થશે. જો તેણે માંસની કીંમત આપી તો તે તકલીફનો તેને સવાબ મળશે. અને જો કીંમત નથી આપી તો તે તકલીફમાં તેને દુઃખ થશે. અને કોઈ સવાબ (પુન્ય) મળશે નહીં.

જો કોઈએ એ જોયું કે તે બકરી બની ગયો તો તેની તાબીર એ છે કે તે ભલાઇ પામશે. બકરીની અંદરની બધ્ધી જ વસ્તુઓ જેમ હૃદય, જિગર, ચરબી, તિલ્લી તથા ગુરદા વિગેરેની તાબીર માલથી કરવામાં આવે છે અને આથી કોઈ તફાવત નથી કે તે રાંધેલો છે કે ભૂંજાયેલો છે અથવા તવા ઉપર તળેલો છે. એ જ રીતે બકરી સિવાય દરેક પશુઓનો છે. સૌથી ઉત્તમ માનવીના ભાગો છે. અને બકરી અથવા કોઇ પશુનું માથું ખાવું લાંબી વયની દલીલ છે. તેમ જ માલ તથા વધુ પ્રમાણમાં સારૂં થવા માટે છે અને સૌથી ઉત્તમોત્તમ માણસનું માથું છે. વલ્લાહો આલમ.

# અઢારમું પ્રકરણ

## તે જંગલી જનાવરોને સ્વપ્નમાં જોવાનું વર્ણન જેનું માંસ ખાવામાં આવે છે. જેમ જંગલી ગાય, જંગલી બકરો, હરણ, અને તેના માંસ તથા દુધની તાબીર.

**સર્વ જંગલી નરપશુઓ :** આની તાબીર તે લોકોથી થાય છે. જેમનો કોઈ ધર્મ નથી. મુસલમાનોને તથા મુસ્લિમ જમાતોને તેમણે તરછોડી દીધા છે અને પોતાની ઇચ્છાઓને આધીન છે. આ તાબીર તે વખતે થશે જ્યારે તેમનો શિકારનો ઈરાદો ન હોય, જેણે એ જોયું કે તે જંગલી ગધેડો, બળદ અથવા ઉંટ ઉપર સ્વાર છે અથવા તેના ઉપર કબજો ધરાવે છે અથવા તેમને વશ કર્યા છે અથવા તેમને ઘરમાં લાવ્યો છે અથવા તેમનો મેળમેળાપ કર્યો છે અને શિકારનો કોઈ ઇરાદો ન હતો તો તેની તાબીર એ છે કે એવા માણસને ઘરમાં પ્રવેશવાની તક આપે છે. જેનો કોઇ ધર્મ નથી અને તે તેના કાબુ હેઠળ જઈ રહ્યો છે. જો એ જોયું કે તેઓની સાથે ઝઘડો કરે છે તો તેની તાબીર એ છે કે આવા માણસ સાથે તે ઝઘડો કરી રહ્યો છે અને બન્નેની જાતિ અલગ છે તેથી સ્વપ્નમાં જે વિજયી

થશે તેજ તાબીરમાં વિજયી ગણાશે. અને ઝઘડો એક જ જાતિમાં હોય તો જે સ્વપ્નમાં વિજયી થશે તે તાબીરમાં પરાજિત ગણાશે. જેમ અમે અબ્દુલ્લાહ બિન ઝુબેર અને અબ્દુલ મલિક બિન મરવાનના સ્વપ્નની તાબીરમાં વર્ણન કર્યું છે. અને જો સ્વપ્નમાં આ પશુઓમાંથી કોઇ એક પશુના શિકારનો ઈરાદો કર્યો છે તો તેની તાબીર ગનીમતના માલ (યુદ્ધમાં પ્રાપ્ત થયેલ માલ) સાથે કરવામાં આવશે, જે તે પ્રાપ્ત કરશે અને શિકારના ઈરાદામાં નર તથા માદામાં કોઈ તફાવત નથી. પરંતુ જંગલી માદા પશુઓના શિકારનો ઇરાદો હોય તો તેની તાબીર સ્ત્રી તથા પુરુષ અને બાંદીઓ (ગુલામડી) સાથે કરવામાં આવે છે. અર્થાત જો કોઈએ એ જોયું કે તે હરણીનો શિકાર કરે છે તો તેની તાબીર એ થશે તેને રૂપાળી લોંડી મળશે અગર તે સ્વરૂપવાન સ્ત્રી સાથે લગ્ન કરશે. અને જેણે એ જોયું કે તે હરણીને ઝુબહ કરી રહ્યો છે તો તેની તાબીર એ થશે કે તે કોઈ તદ્દન યુવાન કુંવારી લોંડી સાથે સહશયન કરશે. જો ઝુબહ કરવું પીઠની પાછળથી હોય અથા એવી જગ્યાએથી જે ઝુબહની જગા નથી તો તેની તાબીર એ થશે કે તે સ્ત્રીઓને તરછોડી પુરૂષો પાછળ જશે.

**જંગલી ગાય :** આની તાબીર સ્વરૂપવાન સ્ત્રીથી કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે તેણે હરણી અથવા ગાયને ઝુબહ કરી અને શિકારનો ઇરાદો ન હતો તો તેની તાબીર એ છે કે તે એક સ્ત્રી પાસેથી ઘણો જ માલ પ્રાપ્ત કરશે.

**સસલો :** તેની તાબીર એવી સ્ત્રીથી કરવામાં આવે છે કે જે ન લાભદાયી હોય ન નુકસાનકારક.

**તે જંગલી પશુઓની ઓલાદ જેનું માંસ ખાવામાં આવે છે.** તેની તાબીર બાળકોથી કરવામાં આવે છે અને ક્યારેક છોકરાઓથી, એટલા માટે કે જે તેમનાથી કાંઇ મેળવે. જેણે એ જોયું કે, જંગલી પશુઓ તેના કબજામાં છે અથવા તેણે તેમની પાસેથી કાંઈ મેળવ્યું છે અને તેઓ તેના તાબામાં છે એટલે જે રીતે ઇચ્છે છે તેમાં ફેર છે તો તેની તાબીર એ છે કે તે એક કોમ ઉપર રાજ્યકર્તા હશે.

**જંગલી પશુઓના ચામડા** અને તેમનું દૂધ, ચરબી અને તેમના સર્વ ભાગોની તાબીર તેમના માલથી કરવામાં આવે છે અને તેના માટે તે માલેગનીમત છે. જે વસ્તુ તેમની પાસેથી મેળવે. વલ્લાહો આલમ.

## હાથી અને વિકરાળ પશુઓને સ્વપ્નમાં જોવાનું બયાન.

**હાથી :** તેની તાબીર એવા માણસ સાથે કરવામાં આવે છે જે બિહામણો અને ઘણો જ ક્રૂર હોય. જો કોઈએ જોયું કે તે હાથી ઉપર સ્વાર છે અથવા તેનો માલિક થયો છે અથવા તેને ઘેરી લીધો છે અથવા તેને કામમાં લઈ રહ્યો છે પરંતુ ખેતીના કામ માટે નહીં–તો તેની તાબીર એ છે કે તે દબદબો, શાનોશવકત તથા વર્ચસ્વ પ્રાપ્ત કરશે. અને ઈરાનના બાદશાહ પાસે અમલદારી હાંસલ કરશે, અને

જોણે એ જોયું કે તે હાથીનું માંસ ખાય છે તો તેની તાબીર એ છે કે જેટલું માંસ તેણે ખાધું છે તેટલું માંસ તે બાદશાહ પાસેથી હાંસલ કરશે. એ જ રીતે જો તેણે કોઈ વસ્તુ તેના વાળ, ચામડું અથવા હાડકું, અથવા તેના દેહની કોઈ વસ્તુ લીધી તો તેની તાબીર એજ માલ મેળવવાની થશે. જો તેણે સ્વપ્નમાં જોયું કે, તે યુદ્ધમાં હાથી ઉપર સ્વાર છે તો તે હાથીવાળાઓ ઉપર વિજય પામશે.

**હિકાયત : (કિસ્સો) :** કહે છે કે ઇટાલીમાં એક જમાઅત (કોમ) રહેતી હતી. તેમના બાદશાહે મુસલમાનો સાથે યુદ્ધનો ઈરાદો કર્યો અને ઘણો જ પ્રબળ સમુદ્રી કાફલો તૈયાર કર્યો, પછી તેણે સ્વપ્ન જોયું કે તે હાથી ઉપર સવાર છે અને ઢોલ-નગારા તેની સામે વાગી રહ્યાં છે. જ્યારે તે ઉંઘમાંથી જાગ્યો ત્યારે પોતાના કેટલાક પાદરીઓને બોલાવી પોતાનું સ્વપ્ન વર્ણવ્યું ત્યારે પાદરીઓએ તેની આકાંક્ષામાં વિજય અને સફળતાનો શુભ સંદેશ સંભળાવ્યો. બાદશાહે દલીલ ઇચ્છી ત્યારે તેમણે કહ્યું કે, જે હાથી છે તે જંગલી પશુઓમાં સૌથી મોટું જનાવર છે અને શક્તિ તેમજ સામર્થ્યમાં સૌથી બળવત્તર છે. જે તેની ઉપર સવાર થશે તેને પણ વર્ચસ્વ તથા વિજય મળશે અને ઢોલ તથા નગારા છે તે ખુશી અને હર્ષની નિશાની છે અને રાજ્યનો અવાજ ઉંચો હોવાની દલીલ છે. કેમકે ઢોલ-નગારા હર્ષજનક પ્રસંગોએ જ બાદશાહ સમક્ષ બજાવવામાં આવે છે. બાદશાહે જ્યારે તેમની આ વાતો સાંભળી ત્યારે તેમનું કહેવું તેને પસંદ આવ્યું, પછી તેમને રૂખસદ કરી યહુદી જ્ઞાનીઓને

બોલાવ્યા. તેમણે પણ વિજય તેમજ સફળતાની ખુશખબરી આપી. પછી તેમને વિદાય કર્યા અને મુસલમાનોની જમાઅતને (સમુહને) બોલાવી તેમની સામે પોતાનું સ્વપ્ન વર્ણવ્યું, તેમણે પોતાના એક આલિમ શેખ તરફ ઈશારો કર્યો ત્યારે શેખે કહ્યું, તું મને રક્ષણની ખાત્રી આપે તો હું તને આ સ્વપ્નનું ફળ કહું. બાદશાહે તેમને રક્ષણની ખાત્રી આપી અને સોગંદ ખાધી ત્યારે શેખે ફરમાવ્યું, અય બાદશાહ તારા આ ઈરાદામાં તથા યુદ્ધ માટે નીકળવામાં કાંઈ ભલાઈ નથી અને આ સૈન્યને મોકલીશ નહીં કારણ કે તે પાછું ફરશે નહીં અને પરાજિત થશે. આ તાબીરના વર્ણનમાં મારા ઉપર એ આક્ષેપ ન મુક કે મેં આ તાબીર હું મુસલમાન છું તેથી કહી છે, આ સાંભળી બાદશાહે કહ્યું કે તમારી પાસે આ તાબીર સાચી હોવાની દલીલ શી છે. તો શેખે જવાબમાં કહ્યું કે, અલ્લાહ તઆલાની કિતાબ છે, ત્યારે પૂછ્યું, તે શું છે? તો કહ્યું "અલમ તરા કયફા ફઅલા રબ્બોકા બે અસહા બિલફીલ," આ સુરતને છેલ્લે સુધી પઢી (શું તેં નથી જોયું કે અલ્લાહ તઆલાએ હાથીવાળાઓ સાથે શું કર્યું?) ત્યારે બાદશાહે કહ્યું કે, વારૂ, આ તમારી દલીલ હાથી માટે થઇ, પરંતુ નગારા અને ઢોલ માટે તમે શું કહો છો? શેખે ફરમાવ્યું, "ફ ઈઝ ફિન્ના કુરે ફઝાલેકા યવમિન અસીર અલલ કાફેરીના ગયરા યસીર." (જે વખત સુર ફુંકવામાં આવશે તો તે દિવસે કાફેરો માટે તે સમય અતિ કઠણ હશે. જ્યારે બાદશાહે આ સાંભળ્યું તો ગભરાઈ જઈ ભયથી ધ્રૂજી ઉઠયો

અને કહેવા લાગ્યો, અય શેખ ! જો તું મુસલમાન ન હોત તો તારા આ બોલને સાચું માનત, પરંતુ તને આ ખોટું લાગે છે કે અમે મુસલમાનો સાથે લડીએ. તો શેખે કહ્યું, અય બાદશાહ, તને વહેલાં આ જણાઇ જશે. અને શેખ પોતાના સાથીઓ સાથે ત્યાંથી ચાલ્યા ગયા. બાદશાહ શેખના કહેવા પર ધ્યાન કરવા લાગ્યો, અને તે નાહિંમત થઈ ગયો કે મુસલમાનો સાથે યુદ્ધ કરે, જ્યારે ખ્રીસ્તીઓને આની જાણ થઈ ત્યારે તેમના પાદરીઓ અને આલેમો તથા જરનલો બાદશાહ પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, અય બાદશાહ, તારી આબરૂ કાયમ રહે અને તને વિજય પ્રાપ્ત થાય. તું એક મુસલમાનના કથનને સાચું માને છે? જે અમને ખરાબ ગણે છે, અને આ વાતને ખરાબ સમજે છે અમે તેમની સાથે યુદ્ધમાં ઉતરીએ. જો તું અમને રજા આપે તો તેઓને અમે ભાલાની અણીઓથી તેમના ટુકડા ટુકડા કરી દઇએ. પછી તેઓ તેની સીધી બાજુ ઉભા થઇ ગયા, અને તેને હિંમત આપી અને બાદશાહે તેમનું કહ્યું માન્ય રાખ્યું અને પોતાના પુત્રને લશ્કરનો વડો નિયત કર્યો અને તેઓ જહાજમાં રવાના થયા. માર્ગમાં ફેરવાનનું લશ્કર સમુદ્ર પાર થઈ આવી પહોંચ્યું અને તેની સાથે ત્રણ દિવસ સુધી લડાઈ ચાલી. અંતે ત્રણ જ દિવસમાં તેમના લશ્કરની હાર થઈ અને એકે સૈનિક બચી શકયો નહીં, અને તેમના બધા જ વહાણ ઝુંટવી લીધા. જ્યારે બાદશાહને પોતાના સૈન્યની હારના સમાચાર મળ્યા ત્યારે બાદશાહે પોતાનો પ્રતિનિધિ મોકલી તે શેખને બોલાવ્યો જેમણે આ

સ્વપ્નની તાબીર આપી હતી અને તેમની પાસે માફી માગી અને કહ્યું, આપ મારાથી નારાજ થશો નહીં, પછી પોતે છુપી રીતે મુસલમાન થઈ ગયો, અને તેમના ઉપર ઉપકાર કર્યા અને આજ્ઞા આપી કે રાતદિવસ તેમની પાસે રહી કુર્આન મજીદ શીખવાડે, અને તેના રાજ્યમાં રહેનાર સૌને આની જાણ થઈ ગઈ.

કિરમાની (એક બુઝુર્ગ) કહે છે કે જો કોઈએ દિવસમાં સ્વપ્નમાં જોયું કે, તેઓ હાથી ઉપર સ્વાર છે તો તેની તાબીર એ છે કે તેની પત્નીને તલાક થઈ જશે.

**શેર (સિંહ) :** મહાન શક્તિશાળી શત્રુ છે જે શાનો શૌકતવાળો છે. જેણે એ જોયું કે તે સિંહ સાથે ઝઘડો કરી રહ્યો છે અથવા લડાઈ કરી રહ્યો છે તો તેની તાબીર એ છે કે તે લાદવામાં આવેલા શત્રુ સાથે લડાઈ કરી રહ્યો છે અને એ જોયું કે તે સિંહ ઉપર સવાર છે અને મરજી મુજબ તેને તાબે કર્યો છે તો તેની તાબીર એ છે કે તે અતિ વિશેષ આબરૂ અને શાનો શૌકત પ્રાપ્ત કરશે અને લદાયલા શત્રુને લાચાર કરી દેશે. અને કોઈએ એ જોયું કે તે સિંહનો સત્કાર કરે છે પરંતુ તેની સાથે મિત્રતા કરતો નથી, તો તેની તાબીર એ છે કે તેને બાદશાહથી અથવા લાદવામાં આવેલ શત્રુથી ગભરાટ અને વ્યાકુળતાનો સામનો કરવો પડશે, પરંતુ કાંઈ હાની પહોંચશે નહીં.

અને જેણે એ જોયું કે સિંહ તેની સાથે મેળમેળાપ કરી રહ્યો છે અગર તેની પાસે આવ જા કરે છે અથવા

તેના ઘરમાં શેર આવી ગયો છે તો તેની તાબીર એ જ માણુસ છે જેના વિષે ઉપર કહેવામાં આવ્યું છે. અને જેણે એ જોયું કે તે શેરનું માંસ ખાય છે તો તેની તાબીર એ છે કે તે બાદશાહ અથવા લાદેલા શત્રુથી માલ મેળવશે. એ જ રીતે જો એ જોયું કે તેના અવયવમાંથી કાંઈ ખાઈ રહ્યો છે. અને સિંહના ચામડાની તાબીર એક આબરૂદાર લહાયલા માણુસના વારસાની છે તો જે સ્વપ્નમાં શેરનું ચામડુ મળ્યું તે એક મોટા માણુસનો વારસો મેળવશે.

**સિંહણુની** તાબીર સિંહ જેવી છે. જો કોઈએ એ જોયું કે તે સિંહણુના માથાનું માંસ ખાંઇ રહ્યો છે અથવા આખા માથાનું માંસ ખાય છે અગર તેનો માલિક થયો છે અથવા માથાને પોતાની પાસે રાખ્યું છે તો તેની તાબીર મહાન દેશ છે અને જેણે સિંહણુનું દુધ પીધું તો તે રોજી અને ભલાઈ મેળવશે અને પોતાના શત્રુઓ ઉપર વિજયવંત થશે.

**વાઘ :** આની તાબીર ક્રૂર શત્રુથી કરવામાં આવે છે. જેની દુશ્મની તથા શાન અને દેખાવ વધારે હોય તેટલાજ વધારે જોખમકારક છે. જો કોઈએ એ જોયું કે, તે વાઘ સાથે ઝઘડો કરી રહ્યો છે અથવા લડાઈ કરે છે તો તેની તાબીર એ છે કે તે આવા માણુસો સાથે લડાઈ કરે છે. અને જેણે એ જોયું કે તે વાઘ ઉપર સવાર છે તો તેની તાબીર એ છે કે તે આબરૂ અને બુઝુર્ગી તથા આનંદ પ્રાપ્ત કરશે અને આવા માણુસ ઉપર કાબુ મેળવશે, અને સ્વપ્નમાં કોઈએ તેનું દુધ પીધું અને તેના ઉપર કાબુ મેળવ્યો તો

તેને બહુ જ ખેદ અને મુસીબત થશે. તેનું માંસ, તેનું ચામડું અને તેના બધા અવયવોની તાબીર માલથી કરવામાં આવે છે જે તે શત્રુથી પ્રાપ્ત કરશે.

**ચિત્તો :** આની તાબીર મુરખ શત્રુથી કરવામાં આવે છે જે, લોકોના દરજ્જાથી અજાણ હોય. અને ક્યારેક ચોરથી પણ થાય છે અને તેની તાબીર વિક્રાળ પશુઓ જેવી છે. કેવળ એટલું જ કે જેણે તેનું દુધ પીધું તે વહેલું કોઈ સારાપણું મેળવશે.

**બિજ્જુ :** આની તાબીર ખરાબ અને કુલટા સ્ત્રી સાથે કરવામાં આવે છે અને આની તાબીર એ રીતે થશે જે ઉપર વર્ણવવામાં આવી છે. કેવળ એટલું જ કે જેણે તેનું દુધ પીધું તેની તાબીર એ છે કે તેની પત્ની અપ્રમાણિકતા કરશે અને તેની સાથે દ્રોહ કરશે અને નર બિજ્જુ જોયું તો તેની તાબીર ધિક્કારપાત્ર શત્રુ છે.

**બિલાડી :** આની તાબીર ચોર, લુંટારા સાથે સરખાવવામાં આવે, છે જો કોઈએ એ જોયું કે, બિલાડી તેના ઘરમાં અથવા કોઈ બીજાના ઘરમાં દાખલ થઇ છે તો તેની તાબીર એ છે કે કે તે ઘરમાં ચોર પ્રવેશ કરશે. જો સ્વપ્નમાં એ જોયું કે બિલાડી ત્યાંથી કોઇ વસ્તુ ઉપાડી ગઈ છે તો તેની તાબીર એ છે કે ચોર ત્યાંથી કોઈ વસ્તુ લઈ જશે. કોઈએ એ જોયું કે તેણે બિલાડીને મારી નાંખી અથવા તેને ઝુબહ કરી તો તેની તાબીર એ છે કે તે શત્રુ ઉપર ફતેહમંદ થશે. જો કોઇએ એ જોયું કે બિલાડી તેની સાથે

લડી રહી છે તો આની તાબીર એ છે કે તે ઘણી જ જલદી બીમાર પડશે અને જો બિલાડીની હાર થઈ તો તે વહેલા શિફા પામશે અને જો બિલાડી તેને કરડી તો તેની બીમારી લાંબી મુદ્દત સુધી રહેશે. ઈમામ મોહમ્મદ ઈબ્ને સીરીન ફરમાવે છે કે તે પુરો એક વર્ષ માંદો રહેશે. પાળેલી બિલાડી કરતાં જંગલી બિલાડી વધુ ક્રુર છે.

**નોળીયો :** આની તાબીર બિલાડી જેવી છે પરંતુ તેના કરતાં નિમ્ન કક્ષાની છે.

**વાંદરો :** આની તાબીર પરાજિત શત્રુ સાથે કરવામાં આવે છે, કારણ કે અલ્લાહ તઆલાની ન્યામત તેના ઉપરથી તેના અપરાધ તથા તેની દુષ્ટતાના લીધે ઝુંટવાઈ ગઈ, અને તેની તાબીર વિક્રાળ પશુઓ જેવી હોય છે.

**ભૂંડ (સુવ્વર) :** આની તાબીર મહાન માનવંત અને આબરૂદાર માણસ સાથે થાય છે. જેની તબીઅત અને દીન (ધર્મ)માં દુષ્ટતા હોય અને સ્વપ્નમાં જેણે તેનો કોઈ પણ ભાગ મેળવ્યો, જો માંસ હોય કે લોહી અથવા વાળ વિગેરે તો તેની તાબીર હરામ માલ સાથે કરવામાં આવે છે જેમ અગાઉની તાબીરોમાં વર્ણવવામાં આવ્યું છે. કેવળ એટલું જ કે જેણે તેનું દુધ પીધું તો તેની તાબીર એ હશે કે તેની બુદ્ધિ તથા માલમાં અલ્લાહ તઆલાની નાફરમાની (આદેશોનું ઉલ્લંઘન) હશે.

**કુતરૂં :** આની તાબીર શત્રુથી કરવામાં આવે છે પરંતુ ઘણી જ શત્રુતાથી નહીં પરંતુ તે મિત્ર થઈ જશે. કેવળ

એટલું જ કે, તે કજાત તથા બેશરમ હશે. જો કોઈએ એ જોયું કે કુતરૂં તેના ઉપર ભસે છે તો તેની તાબીર એ છે કે તે કોઇ બેશરમ માણુસથી એવી વાત સાંભળશે જે તેને ખરાબ લાગશે. જેણે એ જોયું કે કુતરૂં તેની સાથે ઝઘડો કરે છે અથવા તેને કરડે છે તો તેનું સ્વપ્નફળ એ છે કે તે ખરાબ વાત ઉપરાંત વધુ કાંઈક મેળવશે. જો કુતરૂં તેને કરડયું અને તેના વસ્ત્રો ફાડી નાંખ્યાં તો તેની તાબીર એ છે કે એટલા જ પ્રમાણુમાં તે અણુગમતી વાતો સાંભળશે. અને કોઈએ એ જોયું કે તેણે કુતરાનું માંસ ખાધું છે તો તેની તાબીર એ છે કે તે પોતાના દુશ્મન પાસેથી માલ મેળવશે અને તેના ઉપર કાબુ ધરાવશે.

અને જેણે એ જોયું કે તેણે કુતરૂં બાંધ્યું છે અથવા તેની મદદથી કોઈ વસ્તુ ઉપર કાબુ મેળવ્યો છે તો તેની તાબીર એ છે કે તે શત્રુ નથી પરંતુ આ તે માણુસ છે જેની માંરફતે તે પોતાના મામલામાં મદદ હાંસલ કરશે.

**કુતરીનું દુધ :** જેણે સ્વપ્નમાં પીધું તો તેની તાબીર તેને ઘણો જ ડર અને ભય હશે. અને સર્વ પક્ષીઓને (મુરગાબી, કુલંક વિગેરે) સ્વપ્નમાં જોવાની તાબીર એ છે કે તે બધા જ શત્રુઓ છે, એટલા જ પ્રમાણુમાં જેની જેટલી શકિત છે.

# વીસમું પ્રકરણ

## સાપ, વીંછી અને જમીનના કીડા મકોડા અને તેના જેવા જે હોય છે તે સ્વપ્નમાં જોવાનું વર્ણન.

**સર્પ (સાપ) :** આને સ્વપ્નમાં જોવાની તાબીર એ છે કે તે જેટલો લાંબો હશે અને તેની મુખાકૃતિ (શિક્લ) જેટલી ભયજનક હશે એટલા પ્રમાણમાં પાકો દુશ્મન હશે. જો કોઈએ એ જોયું કે તે સાપ સાથે લડી રહ્યો છે તો તેની તાબીર એ હશે કે તે કોઈ શત્રુ સાથે લડી રહ્યો છે અને એ જોયું કે તેણે સાપને પરાજીત કર્યો તો તેની તાબીર એ છે કે તે દુશ્મન પર વિજય હાંસલ કરશે. અને એ જોયું કે સાપ તેને કરડયો તો આની તાબીર એ થશે કે તે પોતાના શત્રુથી એટલી જ તકલીફ ઉઠાવશે જેટલી સાપના કરડવાથી થઈ. અને જેણે એ જોયું કે તેણે સાપને મારી નાખ્યો તો તેની તાબીર એ છે કે તે શત્રુને કાબુમાં કરશે. અને જો તેના બે ટુકડા કર્યા તો તે દુશ્મનના બે ટુકડા કરશે, અને જો કોઈએ એ જોયું કે તે સાપથી ભયભીત થાય છે. અને સાપ તેને દેખાતો નથી તો દુશ્મનથી તેને શાંતિ મળશે.

અને સાપ જોયો ત્યારે તેને ડર તો લાગશે પરંતુ તેને કાંઈ નુકસાન પહોંચશે નહીં. અને જે માણસ કોઈ એવી

વસ્તુથી ડરે જેને તે જોતો નથી તો તેની તાબીર એ છે કે તેને શાંતિ મળશે. અને તે વસ્તુ જેનાથી ડરે છે તે દેખાય તે તો તેની તાબીર એ છે કે તે મુજબ થઇ જશે. અને જેણે એ જોયું કે તે સાપ તેના ઘરમાં દાખલ થયો અને તેણે તેને ઘરમાં જોયો તો તેની તાબીર એ છે કે કોઇ સ્ત્રી અથવા તેનો દુશ્મન છે. અને જો એ જોયું કે તેના ઘરમાં સાપ નીકળ્યો તો કોઇ દૂરનો માણસ તેનો દુશ્મન છે. જો કોઇએ એ જોયું કે સાપ તેની (ગુપ્તાંગ) ગુદા–ગુહ્યેન્દ્રિમાંથી અથવા કાનમાંથી અગર પેટમાંથી નીકળ્યો તો તેની તાબીર એ છે કે તેની ઓલાદમાંથી કોઈ તેનો દુશ્મન છે. જો કોઇએ એ જોયું કે તે સાપનો માલિક થયો છે. અને તે સાપથી તેને કોઇ ડર નથી તો આ સ્થિતિમાં તેની તાબીર એ થશે કે તે દુશ્મન નથી પરંતુ તે ન્યામત છે. જેટલો સાપ લાંબો હશે એટલા પ્રમાણમાં તેને મળશે. અને જો સાપ કાળો છે તો તે લશ્કરનો કમાન્ડર હશે. અને જો સફેદ છે તો તેનું ભાગ્ય છે અને જો એવા સાપનો માલિક થયો જે ચીકણો અને સુંવાળો છે અને જેમાં કોઈ ખોડ નથી તેને શાહી ખજાનાઓમાંથી કોઈ ખજાનો (ગુપ્ત ભંડાર) મળવાની તાબીર છે.

**વીંછી :** આની તાબીર પ્રપંચી શત્રુ સાથે કરવામાં આવે છે જેની જીભનો કોઈ વિશ્વાસ નથી. તે પોતાની જીભથી મિત્ર અને શત્રુ સૌને કરડે છે. તેનો કોઈ ધર્મ નથી, ન વચન. જો કોઇ એ એ જોયું કે વીંછીએ તેને કરડયો તો તેની તાબીર એ છે કે, કોઇ એક દુશ્મન તેની નિંદા

કરે છે અને તેના સંબંધમાં અણછાજતી વાતો કરે છે. અને જો સ્વપ્નમાં વીંછીને મારી નાંખ્યો તો તેની તાબીર એ છે કે તે પોતાના દુશ્મન સામે જીતશે. જો કોઈએ એ જોયું કે વીંછી તેના હાથમાં છે અને તે લોકોને કરડાવે છે તો તેની તાબીર એ છે કે તે લોકોની નિંદા કરશે. જેણે એ જોયું કે તેણે વીછીનું માંસ ખાધું તો તાબીર એ છે કે તે દુશ્મનથી માલ મેળવશે. જેણે એ જોયું કે વીંછી તેના પેટ, ઘર, કમીસ અથવા ગાદલામાં દાખલ થયો તો તેની તાબીર એ છે કે એક દુશ્મન તેની પાછળ પડયો છે અને તેની વાતો સાંભળી લોકોમાં તેની નિંદા કરે છે. આ સિવાય બીજી બાબતમાં વીંછીનું તાબીર એ રીતે થશે જેવી સાપ વિષે વર્ણવવામાં આવી છે.

**મધમાખી :** આની તાબીર માખીઓ કરતાં વધારે શાન શૌક્તવાળા સાથે કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે મધમાખી અથવા માખીઓ એકસામટી ચઢાઇ કરી રહી છે તો તેની તાબીર એ છે કે તે પોતાના સંબંધી લોકોમાં ચર્ચા અને હલકટ માણસોની વાતો સાંભળશે.

**કીડી :** આને સ્વપ્નમાં જોવાની તાબીર એ છે કે એવા માણસને જોવો જે ખુબ કમાતો હોય, ઘણી જ બરકતવાળો હોય અને પોતાના મિત્રો માટે લાભકર્તા હોય અને આની તાબીર એ જ રીતે થશે જે ઉપર વર્ણવવામાં આવી છે.

**માંકડ અને મચ્છર :** આની તાબીર વૃદ્ધ માણસથી થાય છે. એ જ રીતે પતંગિયા. પણ જો કોઈએ એ જોયું કે તેના ઘર અથવા સ્થળ અથવા જગ્યામાં માંકડ અથવા

મચ્છર જોયા તો આની તાબીર એ છે કે ત્યાંના રહેવાશીઓ અને તેનો વંશવેલો તથા શાખાઓ સવિશેષ થશે. અને જેણે એ જોયું કે મચ્છર અને માંકડ તે સ્થળેથી નીકળી રહ્યા છે તો તેની તાબીર એ છે કે ત્યાંના રહેવાશીઓ અવસાન પામશે અગર કોઈ બીજા કારણે ત્યાંથી સ્થળાંતર કરશે. અને માખીની તાબીર પણ એ પ્રમાણે થશે, કેવળ એટલું જ કે તે કમજોર લોકોમાં છે.

**તીડ અને માખી** : આની તાબીર સીપાહીઓ સાથે થાય છે જે આ સ્થળે આવશે અને તેમનું નુકસાન તીડની સંખ્યાના પ્રમાણમાં થશે. જો કોઇએ એ જોયું કે સૈન્ય કોઈ જાણીતી ભૂમિમાં અથવા કોઈ જાણીતા ગામમાં ફરી રહ્યું તો તેની તાબીર એ છે કે ત્યાં તીડના ટોળા આવશે.

**ગોબર તથા ગંદકીના કીડા, જીવડા** : આની તાબીર નિર્બળ તથા ધિક્કારપાત્ર લોકોથી સાથે કરવામાં આવે છે. કેવળ એટલું જ કે મકડી (કરોળિયું)ની તાબીર એવા માણસથી થાય છે જે નેક, બંદગી કરનાર, અલ્લાહની યાદમાં તલ્લીન અને પોતાના કામોમાં એક ચિત્ત, નવાં નવાં પશ્ચાતાપ કરી ઇબાદત કરનાર હોય.

**પગલાના ચિહ્ન** : આની તાબીર મકડી (કરોળિયા)ની તાબીરથી પ્રતિકુળ હશે અર્થાત્ એવા માણસ સાથે તેની તાબીર થશે જે અલ્લાહ તઆલાના આદેશોનું ઉલ્લંઘન કરનાર અને દુષ્ટ હોય, જે લોકો સાથે ઝગડો કરાવતો હોય અને માંહો-માંહે લડાવતો હોય.

**ઉંદરડી** : આની તાબીર એવી સ્ત્રી સાથે કરવામાં આવે છે જેના દિલમાં બુરાઈ હોય, ખોડ હોય અને લડાઈ,

ઝગડો કરનારી હોય, અને તેના નર તથા માદામાં કોઈ તફાવત નથી. જો કોઈએ એ જોયું કે તેણે ઉંદર અગર ઉંદરડીનો શિકાર કર્યો તો તેની તાબીર એ છે કે તેને એવી જાતની સ્ત્રી મળશે. અને બીજી બાબતોમાં તેની તાબીર એજ રીતે થશે જેવી ઉપર વર્ણવવામાં આવી છે.

આ પ્રકરણ અંગે કેટલાક કિસ્સા વર્ણવવામાં આવે છે.

એક માણસ હઝરત મોહંમદ બિન સીરીનની સેવામાં હાજર થયો અને અરજ કરવા લાગ્યો કે મેં સ્વપ્નમાં જોયું કે મેં એક કોથળો મારી પીઠ ઉપર ઉપાડયો છે જેમાં સાપ અને વીંછીઓ ભરેલા છે. આપે કહ્યું કે આની તાબીર એ છે કે તેં ખરાબ અને દુષ્ટ લોકોને તારો દુશમન બનાવ્યો છે અને તેમની શત્રુતા પોતાના માટે ખરીદી છે અને તેઓ તારા ઉપર કાબુ મેળવશે. તે માણસે કહ્યું કે, હું આપના ઉપર મારા પ્રાણ કુરબાન કરૂં છું. બાદશાહે મને અરબસ્તાનમાંથી સદકાની રકમો વસુલ કરવા માટે નિયત કર્યો છે અને તે કારણે તેઓ મારાથી દુશમની કરી રહ્યા છે.

**કિસ્સા :** એક બીજા માણસે હઝરત પાસે આવીને કહ્યું કે, મેં સ્વપ્નમાં જોયું કે સાપ મારા ઘરમાં છે અને તેણે મારા હાથ અને કેડમાં ડંખ માર્યો છે જેના કારણે મને તકલીફ થઈ છે. આપે ફરમાવ્યું કે, તારા ભાઈ બેનો છે? તેણે કહ્યું, હા, છે. ત્યારે આપે ફરમાવ્યું કે, તારા ઘરમાં તારો કોઈ સગો છે જેના હૃદયમાં તારી બુરાઈ ભરેલી છે અને વહેલાં તેમના તરફથી તને નુકસાન પહોંચશે. તેણે

અરજ કરી મારો એક મતરાયો ભાઈ છે. જેણે અમારા પિતાના વારસાને એકત્ર કરી લીધો અને ત્રણ દિવસથી તે નાસી ગયો છે.

કિસ્સો : એક માણસ ઈમામ જઅફર સાદિક રદેયલ્લાહો અનહોની સેવામાં હાજર થયો અને અરજ કરી. મારી પાસે એક કાંચનો પ્યાલો છે જેમાં હું જમણ જમું છું, મેં સ્વપ્નમાં જોયું કે તેમાં કીડીઓ ચોંટેલી છે. તો હઝરત જઅફરે પૂછ્યું કે, તારી પત્ની છે? તેણે, હા, પાડી. પછી આપે પુછ્યું કે તારી પાસે કોઈ ગુલામ છે? તેણે કહ્યું, હા, ત્યારે આપે ફરમાવ્યું કે, તેને ઘરમાંથી કાઢી મુક. તારા માટે સારૂં નથી, ત્યારે તે માણસ ખિન્ન થઈ પોતાના ઘેર પહોંચ્યો. તેની પત્નીએ તેને ગમગીન જોઈ, તેનું કારણ પૂછ્યું, ત્યારે તેણે હઝરત ઈમામ જઅફર સાકી સાથે થયેલ વાતચીત કહી. ત્યારે તેણીએ પુછ્યું, તેં શો ઇરાદો કર્યો છે તેણે કહ્યું કે હું ગુલામને વેચી દઇશ. ત્યારે તેણીએ કહ્યું કે, જો તું ગુલામને વેચવા ચાહતો હોય તો પહેલાં મને તલ્લાક આપી દે. પેલા માણસે આ સાંભળી ગુલામને તત્કાળ એક શિક્ષકની પાસે વેચી દીધો, જ્યારે તેની પત્નીને આની જાણ થઈ ત્યારે તે ગુલામની પાછળ નાસી ગઈ. જ્યારે તેના ઘરવાળાઓને આની ખબર પડી ત્યારે તેને શોધવા નીકળ્યા તો જોયું કે તે ગુલામ સાથે શહેર હરાન તરફ નાસી ગઈ છે અને ગુલામની સાથે તેણીએ શાદી કરી લીધી છે.

# એકવીસમું પ્રકરણ

## પાણીના જનાવર અને તાજી માછલીઓને સ્વપ્નમાં જોવાનું બયાન અને તેની તાબીર.

**તાજી માછલી :** મોટી અને લાંબી સ્વપ્નમાં જુએ તો તેની તાબીર તે માણસ માટે જે તેને મળે, વધુ કે ઓછું, તેના માટે માલ અને ગનીમત (જીતાયેલ યુદ્ધમાં મળેલો માલ) છે. જો નાની હોય તો દુઃખ અને સંતાપ છે. જો એક અથવા બે સ્વપ્નમાં જુએ તો તેની તાબીર એક અથવા બે સ્ત્રીઓ છે અને તાજી માછલીનું માંસ અને તેની ચરબી, તેના ભીંગડા ખાનાર માટે અથવા તેના માલિક થવા માટેની તાબીર માલ તથા ગનીમત છે અને આ માલ તેને બાદશાહ પાસેથી મળશે અથવા કોઈ સ્ત્રી પાસેથી. અને સુખી તથા નમકવાળી માછલીની તાબીર એ છે કે તેના ગુલામ અથવા નોકર અથવા ભાઈ તરફથી તેને દુઃખ પહોંચશે. માછલી નાની હોય કે મોટી આ અંગે જે પણ સ્વપ્નમાં તેને જુએ બધાં જ એક સમાન છે.

**મગરમચ્છ :** આની તાબીર પ્રપંચી શત્રુ, ચોર અથવા ધાડપાડુ સાથે કરવામાં આવે છે જેના ઉપર મિત્રનો ય વિશ્વાસ ન હોય ન દુશ્મનનો. અને તેનું માંસ, ચામડું,

હાડકા અને બીજા ભાગો સૌ તેના શત્રુનો માલ છે તો આમાંથી જે કાંઈ સ્વપ્નમાં તે જોનારે મેળવ્યું તો તેની તાબીર એ થશે કે તેણે પોતાના શત્રુ પાસેથી એટલો જ માલ મેળવ્યો છે.

**દેડકું (મેડક)** : એક હોય કે બે, જે આને સ્વપ્નમાં જુએ તેની તાબીર એવા માણસથી કરવામાં આવે છે જે ઇબાદત કરનાર (આબિદ) હોય. અને જે કામ તે કરે છે અને તેમાં પ્રયાસ કરતો હોય. અને જો મેડકો વધારે સંખ્યામાં હોય તો આ અલ્લાહ તઆલાનું લશ્કર છે અને તેના બંદા. જો કોઈએ સ્વપ્નમાં તેમને કોઇ ઘર અથવા મોહલ્લા અથવા ભૂમિમાં જોયા તો તેની તાબીર એ છે કે ત્યાંના રહેવાશીઓ ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ (કોપ) ઉતરશે.

**કછવા (કાચબા)** : આની તાબીર પણ આબિદ (ઇબાદત કરનાર) સાથે કરવામાં આવે છે તદુપરાંત એ કે એ મોટો આલિમ (જ્ઞાની) હશે. જો કોઈએ સ્વપ્નમાં કાચબાને જોયો અથવા તેને કબજે કર્યો અથવા તેને ઘરમાં લાવ્યો તો તેની તાબીર એ છે કે તેને કોઇ આલિમ મળશે. અને તે આલિમ સાથે તેનો સંબંધ થઇ જશે જો કોઇએ એ જોયું કે તે કાચબાનું માંસ ખાય છે તો તેની તાબીર એ છે કે તે આલિમ પાસેથી ઇલ્મ (વિદ્યા) હાંસલ કરશે. જો કોઈએ કાચબાને રસ્તામાં અથવા કચરામાં જોયો તો તેની તાબીર એ છે કે ત્યાં ઈલ્મની કદર થતી નથી. અને જો એ જોયું કાચબો સંભાળપુર્વક (રક્ષિત) છે તો તેની તાબીર એ છે કે ત્યાં ઈલ્મની કદર થઈ રહી છે.

**કેકડા :** આની તાબીર એવા મોટા વિવેકી માણસ સાથે કરવામાં આવે છે. જે ઘણોજ શક્તિશાળી છે. કોઈ પણ મામલા ફરીને જોતો નથી અને શુભ નથી. અને તેની તાબીર જે રીતે વર્ણવવામાં આવી છે કે શાનો શૌકતવાળો અને અહંકારી માણસ સાથે કરવામાં આવે છે અને સૌ દરિયાઈ અને નહેરના જનાવરોને સ્વપ્નમાં જોવાની તાબીર તેની સૃષ્ટિ તથા તેમની ટેવ પ્રમાણે થશે અને સૌની તાબીર એ હશે કે, બાદશાહ, અમીર તથા અગલદારોના પોતાની જ્ઞાતિ પ્રમાણે સહાયક થશે.



# બાવીસમું પ્રકરણ

## શિકારી પક્ષી, જેવા કે બાજ, ગરૂડ, ગીધ વિગેરે પક્ષીઓને સ્વપ્નમાં જોવા તથા તેની તાબીર.

**શિકારી પક્ષી :** આની તાબીર ઉચ્ચતા તથા આબરૂથી કરવામાં આવે છે. જો કોઈએ સ્વપ્નમાં જોયું કે તેને ગીધ મળ્યો અને તે તેના તાબામાં છે તો તેની તાબીર એ છે કે તે માલ સંપત્તિ તથા રાજપાટ પ્રાપ્ત કરશે. અને જેણે એ જોયું કે ગીધે તેને ઉપાડયો અથવા તેને ઉપાડીને ઉડયો પરંતુ ઊંચાઈમાં નહીં પણ સીધો એક તરફ ઉડયો તો તેની તાબીર એ છે કે તે પ્રગતિ કરી બાદશાહ સુધી

પહોંચી જશે અને બુઝુર્ગી તથા સિદ્ધિના સોપાને પહોંચશે. અને જો તે આકાશ ભણી ઉંચે ઉડયો છે તો તેની તાબીર એ હશે કે તે પ્રવાસમાં અવસાન પામશે કારણ કે આ સ્થિતિમાં તે મલેકુલ મોત છે.

**શકરો (બાજ)** : આની તાબીર ક્રૂર અને જાલિમ બાદશાહ સાથે કરવામાં આવે છે જે લડવૈયો અને ઘણીજ શક્તિશાળી હોય અને આની તાબીર સર્વ રીતે જે ગીધની તાબીરમાં વર્ણવવામાં આવી છે તે પ્રમાણે હશે, અને એજ રીતે ગીધ, શકરા, ગરૂડ અને સૌ શિકારી પક્ષીઓની તાબીર એજ પ્રમાણે થશે જે ઉપર વર્ણવવામાં આવ્યાં છે.

**સમડી** : આની તાબીર એવા બાદશાહ સાથે કરવામાં આવે છે જે વર્ણનપાત્ર ન હોય, અને સરભરા કરનાર અને સમર્થ હોય.

**કાગડો** : આની તાબીર જુઠ્ઠા અને પ્રપંચીથી કરવામાં આવે છે જેનો કોઈ ધર્મ ન હોય. એજ રીતે જંગલી કાગડો તથા ગીધ જેવો એક બીજો કાગડા જેવો મુરદાર ખાનાર પક્ષી જેને ઉર્દુમાં રખમા કહે છે. ઇમામ મોહંમદ બિન સીરીન ફરમાવે છે કે જેણે દિવસમાં રખમાને જોયો તેની તાબીર એ છે કે તે સખત માંદો પડશે.

**હુદહુદ** : આની તાબીર એવા માણસથી કરવામાં આવે છે જે બાદશાહનો સેવક હોય, વિશાળ જાણકારી રાખતો હોય, બાદશાહને એવી વાતોથી વાકેફ કરતો હોય જેથી તે દેશમાં બગાડ હોય. અને એમ પણ કહેવાય છે કે હુદ

હુદની તાબીર એવા હિસાબનીશ મહેતા સાથે કરવામાં આવે છે જે કુશળ અને પ્રવીણ તથા રોઅદાર હોય અને દરેક કામમાં દખલ કરનાર હોય.

**કુલંગ** : આની તાબીર નિર્દોષ માણસથી કરવામાં આવે છે.

**શુતર મુર્ગ (માદા)** : આની તાબીર મુસાફિર ગામડીયણ સ્ત્રી સાથે કરવામાં આવે છે.

**શુતર મુર્ગ (નર)** : આની તાબીર અજાણ કુંવારા પુરૂષ સાથે કરવામાં આવે છે.

**મરઘો** : આની તાબીર ઈરાની માણસ અથવા ગુલામ સાથે કરવામાં આવે છે અને કેટલાકના મત મુજબ આની તાબીર બાંગ પોકારનાર (મુઅઝ્ઝિન) અથવા મુનાદી (જાહેરાત) કરનાર સાથે કરવામાં આવે છે જેનો અવાજ નિરંતર લોકો સાંભળતા રહે છે. મુઅઝ્ઝિનની જેમ.

**મરઘી** : આની તાબીર મુબારક (શુભ) સ્ત્રી સાથે કરવામાં આવે છે. જો સ્વપ્નમાં મરઘીઓ વધારે સંખ્યામાં જુએ તો તેની તાબીર બાંદીઓ (સેવીકાઓ) તથા સ્ત્રીઓ સાથે કરવામાં આવે છે, જે લગ્ન પ્રસંગે એકત્રિત થઈ હોય.

**બટેર–તીતર (માદા)** : આની તાબીર બેવફા સ્ત્રી સાથે કરવામાં આવે છે જેમાં કાંઈ શ્રદ્ધા ન હોય અને તેમાં કાંઈ સારાપણું પણ નથી.

**જંગલી કબુતર** : આની તાબીર એવી સ્ત્રી સાથે કરવામાં આવે છે જે ખેલકુદ અને આનંદ સાથે પ્રેમ રાખે.

**પોપટ** : આની તાબીર અનાથ છોકરા અગર છોકરી સાથે કરવામાં આવે છે.

**મોર (મયૂર)** : જો નર હોય તો આની તાબીર સંપત્તિ અથવા સ્વરૂપ અથવા અનુકરણ કરનાર છે.

**કબુતરી** : આની તાબીર સ્ત્રી છે. કેટલીક વખત પત્ની છે, નહીં તો પુત્રી છે અને જો કબુતરની સંખ્યા વધારે હોય તો તેની તાબીર અવલાદથી થાય છે.

**મોરની** : (ઢેલ, મોરની માદા) આની તાબીર ઈરાનની સ્વરૂપવાન સ્ત્રીથી થાય છે જે ઘણી જ રૂપાળી અને સુંદર હોય છે. કદરૂપી ઢેલની તાબીર સ્વરૂપવાન સ્ત્રીથી કરવામાં આવે છે જેની સાથે પ્રેમ ન હોય અને તે વિશ્વાસ-પાત્ર પણ ન હોય.

**મધમાખી** : (નર) આની તાબીર મુબારક (શુભવંતી) ચાલાક છોકરા સાથે કરવામાં આવે છે.

**ફાખતા** : (ચકલી જેવું પક્ષી) આની તાબીર એવી સ્ત્રી સાથે કરવામાં આવે છે, જેમાં શરમ, લજ્જા અને ધર્મ ઓછાં હોય. આ સર્વે પક્ષીઓની તાબીર એકજ રીતે કરવામાં આવે છે. જો કોઈએ એ જોયું કે તેને ખાધું અથવા તેનો માલિક થયો તો તેની તાબીર એજ પ્રમાણે સ્ત્રી સાથે કર-વામાં આવે છે. અને જેણે તેના પંખ અગર તેના ઇંડા શિકાર કરી અથવા જાળ નાખી તે મેળવ્યા તો તેની તાબીર એ છે કે તે એક પ્રપંચ છે જે તેણે સ્ત્રી માટે ગોઠવ્યો છે

અને જો તેને તીર અથવા પત્થરથી માર્યો તો તેની તાબીર એ છે કે તે સ્ત્રી ઉપર આરોપ મુકી રહ્યો છે.

**બુલબુલ :** (એક જાતની ચકલી) આની તાબીર નેક અને મુબારક છોકરા સાથે કરવામાં આવે છે.

**ચકલો :** આની તાબીર ઘણાજ મોટા માણસ સાથે કરવામાં આવે છે અને ચકલીથી મતલબ સ્ત્રી થાય છે. કેવળ એટલુંજ કે તેમાં દુર્ભાગ્યતા છે. જ્યારે ચકલીઓ વધુ સંખ્યામાં જોવામાં આવે તો તેની તાબીર માલથી કરવામાં આવશે, જ્યારે તેનો શિકાર કરવામાં આવે. સર્વ તે પક્ષીઓ જેનું ઉપર વર્ણન થયું છે. અને જો ચકલીઓનો અવાજ સ્વપ્નમાં સાંભળવામાં આવે તો તેની તાબીર એ છે કે તે સારી ખબરો સાંભળશે.

**અબાબીલ :** (એક જાતની ચકલી) તેની તાબીર તે આબિદ (ઈબાદત કરનાર) થી કરવામાં આવે છે જે સહકાર્ય કરનાર હોય અને બરકતવંતા કામોમાં પ્રયાસ કરતો હોય.

**લઅલ :** (એક જાતની લાલ ચકલી જેને લાલ અથવા સુર્ખ કહે છે) ની તાબીર એવા માણસ સાથે કરવામાં આવે છે જે વધારે પ્રવાસ કરનાર હોય, ઉંટની જેમ પ્રવાસ કરતો હોય.

**હદુરા :** (એક જાતનું પક્ષી) આની તાબીર એ છે કે આ પક્ષીને જે સ્વપ્નમાં જોશે તેને સત્ય માર્ગ મળશે. આ પક્ષી હઝરત આદમ અલય હિસ્સલામનો માર્ગદર્શક છે.

**પાણીના પક્ષી :** જે માણસ તેમને પાણીમાં જુએ તો તેની તાબીર બાદશાહના સહાયક અને સેવકોમાં થાય છે પરંતુ

અને જો ભૂમિમાં જોશે તો તેથી સારાપણું અને ફળદ્રુપતા જણાશે અને લીલા રંગના પક્ષીઓમાં કોઇ સારાપણું નથી કારણુ કે તે દુઃખની દલીલ છે. પરંતુ અજાણુ પક્ષી જેમના પ્રકારની જાણું નથી તેની તાબીર ફરિશતાઓ છે અને જેને જોવાની તાબીર એજ છે જે ફરિશતાઓને જોવાની છે અને તેની વિગત અગાઉ વર્ણવવામાં આવી છે.

**ઈંડા :** જો અજ્ઞાત હોય તો તેની તાબીર સ્ત્રીઓથી કરવામાં આવે છે. જે દેખાવમાં સારા હોય. જો તે ઇંડાઓનો માલિક થયો અથવા તેની પાસે આવ્યા અને તેણે ખાઇ લીધા તો તેની તાબીર સંપત્તિ તથા ઉત્તમ અને ચોકખી આજી-વિકાથી કરવામાં આવે છે. એ શરત કે તે પાકેલા હોય, તળેલા હોય, અગર ઉકાળેલા હોય અને જો કોઈએ કાચા ઈંડા ખાઇ લીધા તો તેની તાબીર હરામના માલથી કરવામાં આવે છે. અને જો ઇંડાના છિલકા (પડ) અગર સુફેદી (ઝરદી સિવાય) ખાધી તો તેની તાબીર એ છે કે તે કોઈ કત્લ કરવામાં આવેલાનો અથવા મડદાનો માલ ખાશે. અને એ પણ શકય છે તે કફનચોર હોય. આ અંગે કેટલાક કિસ્સા અહીં વર્ણવવામાં આવે છે.

**હિકાયત (કિસ્સો) :** એક માણસ ઈમામ મોહંમદ ઈબને સીરીન પાસે આવ્યો અને અરજ કરવા લાગ્યો કે, મેં મદીના મુનવ્વરહની મસજિદના કંગુરા ઉપર એક સફેદ કબુતરી જોઇ છે જેનું રૂપ જોઈ હું આશ્ચર્યચકિત થઈ ગયો. પછી એક ગરૂડ ત્યાં આવ્યો અને કબુતરીને ઉપાડીને

લઇ ગયો, તો ઈમામ ઈબ્ને સીરીને ફરમાવ્યું કે, જો તારૂં સ્વપ્ન સાચું છે તો અબ્દુલ્લાહ બિન જઅફરે તયાર રદે-યલ્લાહોઅન્હોની પુત્રીનું લગ્ન હજ્જાજ (બિન યુસુફ) સાથે થઈ જશે. થોડાક દિવસ પસાર થયા હતા કે, હજ્જાજે તે કન્યા સાથે શાદી કરી લીધી. ત્યારે તેમને પુછવામાં આવ્યું કે, આપને આ તાબીર કઈ રીતે જણાઇ, ત્યારે આપે ફરમાવ્યું કે, કબુતરીની તાબીર તો સ્ત્રી છે અને તેના તેજની તાબીર તેનું સ્વરૂપ છે અને મસજિદનો કંગુરો તેની શરાફત અને સજ્જનતા છે. એટલે મદીનામાં તેની સુંદરતા અને તેની સજ્જનતાની સરખામણીમાં મને કોઈ અન્ય કન્યા જણાઈ નહીં અને ગરૂડ અંગે વિચાર કર્યો તો તેની તાબીર ક્રુર તથા અત્યાચારી બાદશાહથી થાય છે અને મેં હજ્જાજ બિન યુસુફથી વધારે અત્યાચારી અન્ય કોઇ જોયો નથી અને આ સ્વપ્ન મેં આજ તાબીર સમજી. જે લોકો આપની મજ-લિસ (સભા) માં બેઠા હતા તેઓ સૌ આશ્ચર્યચકિત થઈ ગયા.

હિકાયત (કિસ્સા) : એક કિસ્સો એ પણ છે કે એક માણુસ આપની પાસે આવ્યો અને આપને કહ્યું કે, મેં એક મોટું પક્ષી જોયું, ન જાણે તે કયું પક્ષી હતું. તે આકાશમાંથી નીચે ઉતર્યું. એક વૃક્ષ ઉપર પડ્યું અને ફુલ વીણવા લાગ્યું. પછી તે ઉડી ગયું. આ સાંભળી ઇમામ સાહેબનું મોઢું ચિંતિત થઈ ગયું. આપે ફરમાવ્યું સ્વપ્નની તાબીર એ છે કે આલિમો અવસાન પામશે. અને એજ વર્ષે હઝરત હસન બસરી અને ઈમામ ઇબને સીરીનનું અવસાન થયું.

**હિકાયત (કિસ્સા)** : હઝરત ઉમર રદેયલ્લાહો અન્હોએ ફરમાવ્યું કે, મેં સ્વપ્નમાં જોયું કે, એક મરઘા (કુકડો) એ મને એક અથવા બે ચાંચો મારી. જે સાંભળી આપને પૂછવામાં આવ્યું કે, અય અમીરૂલ મોમેનીન, આની તાબીર શી છે? તો આપે ફરમાવ્યું કે, મને ચોક્કસ એક ઈરાની શહીદ કરશે. એટલે ચાર દિવસ પણ પસાર થયા ન હતા કે અબુલુલુલઅનતુલ્લાહે આપના ઉપર પ્રહાર કર્યો અને આપને શહીદ કર્યા.

**હિકાયત (કિસ્સો)** : એક માણુસ ઈમામ મોહંમદ ઈબને સીરીનની સેવામાં હાજર થયો અને કહેવા લાગ્યો કે, આપ તે માણુસ વિષે શું કહો છો જેણે સ્વપ્નમાં એ જોયું હોય કે તે ઇંડા ભાંગે છે, તેમાંથી સફેદી લઈ લે છે અને જરદી છોડી દે છે. ઈબને સીરીને ફરમાવ્યું કે, તે માણુસને કહો કે તે પોતે મારી પાસે આવે અને પૂછે, તેણે કહ્યું કે, હું તે માણુસ વતી આપને કહી રહ્યો છું અને આપ જે તાબીર કહેશો હું તેમને જણાવી દઇશ. ત્યારે ઈમામ સાહેબે ફરમાવ્યું કે, નહીં, તે માણુસ આ વાતની તકરાર કરતો હતો અને આપ એજ જવાબ આપતા હતા, અંતે તેણે કબુલ કર્યું કે આ સ્વપ્ન જેણે જોયું છે તે હું પોતે જ છું. ત્યારે હઝરત ઇમામ સાહેબે તેમને કહ્યું કે તું સોગંદપૂર્વક મને કહે કે આ સ્વપ્ન મેંજ જોયું છે ત્યારે તેણે સોગંદપૂર્વક કહ્યું કે, તેણે જ આ સ્વપ્ન જોયું છે ત્યારે આપની પાસે બેસેલાઓને આપે કહ્યું કે, આને

પકડી લો અને બાદશાહ પાસે લઈ જાઓ, અને ખબર આપો કે આ કબરો ગોદનારો કફનચોર છે. તે માણસ તરત જ કહેવા લાગ્યો, મારા માલિક, હું આપના હાથ ઉપર સોગંદ ખાઈ અલ્લાહ સમક્ષ અબ ઘડી તોબા કરૂં છું અને મૃત્યુ સુધી હવે હું આ કામ નહીં કરૂં જે આજ સુધી કરતો રહ્યો છું.

**હિકાયત (કિસ્સો) :** એક બીજો માણસ ઈમામ મોહંમદ ઈબને સીરીન સમક્ષ હાજર થઈ કહેવા લાગ્યો કે, મેં સ્વપ્નમાં જોયું કે, મેં એક પક્ષીને જેને કુંજ કહે છે તેને પકડીને ઝુબહ કરવા ઈચ્છયું અને જ્યારે મેં તેના ગળા ઉપર છરી મુકી તો તે ફરી જાય છે તે પક્ષી ત્રણ વખત આ રીતે ફરતો રહ્યો, ચોથી વખત મેં તેને ઝુબહ કરી દીધું. તો ઇમામ સાહેબે ફરમાવ્યું તારૂં આ સ્વપ્ન સારૂં છે. તેની તાબીર એ છે કે તેં એક કુંવારી સ્ત્રી સાથે સહશયન કરવા ઈચ્છયું તો ત્રણ વખત તું સફળ ન થયો, ચોથી વખત તું સફળ થઇ ગયો. ત્યારે તેણે અરજ કરી, હઝરત આપે સાચું કહ્યું છે અને પાંચ સ્ત્રીઓથી આ પ્રમાણે જ થયું છે. તો ઈમામસાહેબ થોડીવાર માથું નમાવી રહ્યા પછી સ્વપ્ન જોનારને પાસે બોલાવી કહ્યું. સ્વપ્નનો અમુક ભાગ રહી ગયો છે તો તેણે કહ્યું કે તે શો છે? આપે ફરમાવ્યું કે, તે વખતે તે સ્ત્રીની જોરથી વાછુટી થઈ ગઈ હતી. તેણે કહ્યું કે આ પણ સાચું છે અને શરમિંદો થઇ ચાલ્યો ગયો.

# તેવીસમું પ્રકરણ

## વ્યવસાય, કારીગરી, અને રમતગમત વિગેરે સ્વપ્નમાં જોવા તથા તેની તાબીર

**તોલાટ તથા માપક (માપનાર)** : જે માણુસ તેમને સ્વપ્નમાં જુએ તેની તાબીર કાઝી (મુનસીફ) થી કરવામાં આવે છે, એ શરતે કે તેઓ તાળીઓ પાડે છે તો તેની તાબીર એ છે કે કાઝીના ફરમાન અત્યાચારી છે. અને એ જોયું કે તેઓ બન્ને નૃત્ય કરે છે તો તેની તાબીર એ છે કે કાઝીના ફરમાન ન્યાયી છે અને કાઝી ન્યાય કરનાર છે. અને જો કોઇએ એ જોયું કે તે તોળાટ અથવા માપનાર છે તો તેની તાબીર એ છે કે તે કાઝી થશે. અને જો કોઈએ સ્વપ્નમાં અજાણ કાઝીને જોયો તો તેની તાબીર અલ્લાહુ તઆલા છે.

**ખતીબ (પ્રવક્તા)** : આની તાબીર દીનમાં (ધર્મમાં) ફકીર (ઇસ્લામી શરીઅતના ધારા ધોરણનો માહિતગાર) થી કરવામાં આવે છે. આની તાબીર એવા આલિમ (જ્ઞાની) થી કરવામાં આવે છે જેમાં દુનિયાને લગતી સંપત્તિ સિવાય બીજો કોઇ લાભ ન હોય.

**કાપડનો વેપારી** : આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે ઉચ્ચ દરજ્જાનો હોય અને જે જગતમાં શાન અને ભપકાવાળો હોય, હકીમ હોય અથવા શાયર-કવિ.

**ખઝાનચી** : આની તાબીર એવા મોટા શાયરથી કરવામાં આવે છે જે લોકોની આબરૂના કાંકરા કરે.

**દરજી** : આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે પોતાના દીનને દુનિયાના બદલે વેચે અને તેના હાથે દુન્યાના કેટલાય કામોનું પરિણામ આવે.

**પોસ્તીન સીનાર (ગરમ બંડી)** : આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે ઘણોજ ધનવાન હોય અને જેની કમાઈ પવિત્ર હોય.

**રફુગર** : આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે ઘણોજ ઝઘડાખોર હોય.

**મોચી** : આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે લોકોના અને પુરૂષો તથા સ્ત્રીઓ વચ્ચે લાગણીઓ તથા પ્રેમ જન્માવે છે.

**સુથાર** : આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે લોકોને કોપાયમાન કરે.

**લુહાર** : આની તાબીર એવા માણુસ સાથે કરવામાં આવે છે જે રાજ્ય અને દેશ માટે સશક્ત હોય.

**દારૂનો વેપારી** : આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે સારા નરસામાં એકબીજાની પાછળ હોય.

**ધોબી** : આની તાબીર એવા માણુસ સાથે કરવામાં આવે છે જે લોકોને તેમના અપરાધોના કારણે ક્રોધિષ્ટ

રહેતો હોય અને તેમને તેમના અપરાધોના કારણે તોબા (પશ્ચાતાપ) કરાવતો હોય.

**રસોઇયો અને માંસ ભુંજનારો :** આની તાબીર એવા માણુસ સાથે કરવામાં આવે છે જે પોતાની આજીવિકા હાસલ કરવા વાતોડીયો હોય. અને ઘણો જ માલ હાસલ કરે.

**કસાઈ :** જો અજાણ્યુ હોય તો તેની તાબીર મલેકુલ મોત છે અને પરિચિત હોય તો તેની તાબીર એવા માણુસ સાથે કરવામાં આવે છે જે દુનિયા હાસલ કરવા માટે દોડતો હોય.

**નાવિક :** આની તાબીર એવા માણુસ સાથે કરવામાં આવે છે જે લોકોની અને બાદશાહોની તથા મોટા માણુસોની દવાદારૂ અને ઉપચાર તથા તેમની સાથે શિષ્ટાચારી ઉઠ-બેસના સિદ્ધાંતોથી માહિતગાર હોય.

**સોની :** આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે જુઠો અને પ્રપંચી હોય.

**સેંગીવાલો તથા પીંજારો :** આની તાબીર સેંગી લગાવનારથી કરવામાં આવે છે.

**પીંજારો :** આની તાબીર એવા માણુસ સાથે કરવામાં આવે છે જે સત્યતાની વાત કરે અને સદ્કાર્ય કરે. અને જે દુષ્ટ અને સદાચારને પારખનાર હોય.

**ઘંટીવાળો (દળનાર) :** આની તાબીર એવા માણુસોથી કરવામાં આવે છે જે જનાવરોને ભાડાથી ફેરવતા હોય અથવા મજુર હોય.

**સાકી :** (મધ પાનાર) આની તાબીર એવા માણુસ સાથે કરવામાં આવે છે જેના મિત્રો અને ઓળખીતા વધુ પ્રમાણમાં હોય.

**પલાણ (ઘોડાની જીન) વેચનાર** : આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે પુરૂષો અને સ્ત્રીઓ વચ્ચે જુઠી વાતો કરતો હોય.

**રંગનાર : (રંગરેજ)** આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જેની પાસે અસત્ય, જુઠ, આરોપ અને પ્રપંચી વાતો વધારે હોય.

**કાછીયો : ( શાકભાજી વેચાનાર )** આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે લોકોની વાતોને સમજનાર અને વાદવિવાદમાં રસ લેનાર અને જાણુનાર હોય. તથા જેનું અંતર શુદ્ધ હોય.

**સિક્કા ઢાળનાર :** આની તાબીર એવા માણુસ સાથે કરવામાં આવે છે જે લોકોના ઝગડા અને તેમના મામલાની શોધમાં રહેતો હોય.

**કાપનોર :** વાળ કાપનારની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે ઘણોજ માલવાળો, બહુ જ નુકસાન પહોંચાડનાર અને ઘણોજ લાભ આપનાર હોય. **ઉંટને ઝુબહ કરનાર, ટોપલા બનાવનાર, કાચનું કામ કરનાર, તાંબાના વાસણુ બનાવનાર, તરવૈયો,** આ સર્વની તાબીર લગભગ વાળ કાપનાર જેવી છે કારણુ કે તેની તાબીર સ્ત્રીઓથી કરવામાં આવે છે.

**શિક્ષક** : બાળકોનો શિક્ષક જો કુમાર્ગે ચાલ્યો તો તે બાદશાહ અથવા વઝીર છે. અને જો કોઈએ સ્વપ્નમાં જોયું કે તે મદરસામાં છે તો તેની તાબીર એ છે કે તેની ઉમર લાંબી થશે. અને તે વૃદ્ધ થશે.

**વણકર** : (જુલાહા) આની તાબીર મુસાફરીથી કરવામાં આવે છે.

**પાનખર** : આની તાબીર એવા માણસથી કરવામાં આવે છે જેનું વંશ અને સંતાન વધારે હોય પરંતુ તેને આજીવિકા હાસલ કરવામાં ઘણીજ તકલીફ હોય.

**કુડીયો** : આની તાબીર એવા માણસ સાથે કરવામાં આવે છે જેના હાથ ઉપર લોકો તોબા કરે એટલે પ્રાયશ્ચિત કરે.

**ઘા ચીરનાર** : આની તાબીર એવા માણસથી કરવામાં આવે છે જે ભડવાઈ કરતો હોય. કુકર્મ દ્વારા દલાલી મેળવતો હોય.

**જયોતિષ, જાદુગર તથા કર્તાહન. (ગેબની ખબરો બતાવનાર.)** આની તાબીર જુઠ્ઠા માણસ સાથે કરવામાં આવે છે, કેવળ એટલું જ કે તે બાદશાહની નિકટ હશે.

**તાવીઝ ગંડેવાલા** : આની તાબીર એવા માણસ સાથે કરવામાં આવે છે જે મીઠી ભાષા તથા વાતોડીયો હોય. અને પોતાની જીભ વડે લોકો સાથે વિશ્વાસઘાત કરતો હોય. (વિશ્વાસઘાતી).

**રાવત, (સાઇસ) જાદુગર, મજુર તથા જનાવરોની દેખરેખ રાખનાર** : આ સૌની તાબીર રાજ્યકર્તાઓથી કરવામાં આવે છે.

**માછલી વેચનાર, સિરી વેચનાર :** આ બન્નેની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે લોકોના માથાનો માલિક હોય.

**ચિત્રકાર :** (છબી બનાવનાર) આની તાબીર એવાં માણુસથી કરવામાં આવે છે જે અલ્લાહુ ઉપર જુઠ બોલે.

**તેલ વેચનાર :** (ઘાંચી) આની તાબીર એવા માણુસથી કરવામાં આવે છે જે કોઈ માણુસ તેને મળે અથવા તેની સાથે વ્યવહાર કરે તેને ખુબજ રાજી કરે.

**કફન ચોર :** જો તે શાંતિ ચાહક હોય તથા પ્રમાણિક માણુસ છે તો તેની તાબીર એ છે કે તે ઈલ્મ, જ્ઞાન તથા હિકમતમાં રચ્યોપચ્યો રહેશે. અને જો તે સિવાય છે તો તે માંગનાર છે.

**ઘોરખોદીયો તથા જમીન ખોદનાર :** તેની તાબીર એ છે કે જો કોઇ તેને સ્થાનેથી ખસેડી દે અથવા તેના જનાવરે તેને ખુંદયો અને તેનો મિંબર તુટી ગયો અને તે પરથી પડી ગયો તો જો તે મરણ પામી રહ્યો છે તો તે મૃત્યુ પામશે. અને જો તેણુ પોતાની ચાદર લપેટી લીધી અથવા તેનું આસન ઉલટ સુલટ થઈ ગયું અથવા તેનો સાફો (ફેંટો) ખુલી ગયો અથવા તેની ટોપી પડી ગઈ અથવા આંધળો થઈ ગયો તો આ સૌની તાબીર એ છે કે તે પોતાના હોદ્દાથી ઉતરી જશે અથવા અવસાન પામશે. વલ્લાહો આલમ.

# ચોવીસમું પ્રકરણ

## અલગ અલગ વસ્તુઓને સ્વપ્નમાં જોવી અને તેની તાબીરનું વર્ણન.

**નુર :** (પ્રકાશ) આની તાબીર માર્ગદર્શકથી કરવામાં આવે છે. અંધકારની તાબીર કુમાર્ગ છે. અને માર્ગની તાબીર સત્ય માર્ગ છે. ને માર્ગથી વળવું તેની તાબીર સત્યથી વળવું છે અને અસત્ય તથા અવળા માર્ગે જવાનું છે.

**વેરાન જમીન :** (ઉજ્જડ જમીન) જો કોઈ સ્વપ્નમાં જુએ કે તે ઉજ્જડ જમીનમાં છે તો તેની તાબીર અવળા માર્ગથી કરવામાં આવે છે. અને કિલ્લાની તાબીર સંપુર્ણ સલામત, રક્ષીત રહેવું છે, એ શરતે કે એણે એ જોયું હોય કે તે કિલ્લામાં છે.

**ફેલાયેલા પુસ્તકો :** ની તાબીર જાહેરખબરો છે.

**બંધ પુસ્તકો :** ની તાબીર ગુપ્ત ખબરો છે.

**મહોર :** (છાપ) ની તાબીર કોઈ મામલાની શોધ છે. એ પણ કહેવાય છે કે મહોર લાગેલા પુસ્તકોની તાબીર વારસો છે. અલ્લાહ તઆલા એ ફરમાવ્યું છે કે, યા યહ્યા, ખુઝિલ કિતાબા બે કુવ્વહ. અય યહ્યા, વારસાને શક્તિથી કોમ પાસેથી લઈ લે.

**ફિકહના પુસ્તકો :** ઇસ્લામી શરીઅતના ધારા ધોરણના પુસ્તકોની તાબીર ઈલ્મ (જ્ઞાન) તથા હિકમતથી કરવામાં આવે છે.

**શેર અશ્આરના પુસ્તકો :** આની તાબીર અવળો માર્ગ તથા પ્રપંચ અને જુઠથી કરવામાં આવે છે.

**કુર્આન મજીદ :** આની તાબીર હિકમત છે. જેને માણુસ હાંસલ કરશે. જો કોઇએ એ જોયું કે તે કુર્આન મજીદ પોતાના હાથે લખી રહ્યો છે તો તેની તાબીર એ છે કે તે દીન અને ઈલમ (જ્ઞાન) તથા ધન એકત્રિત કરી રહ્યો છે અને તેથી લોકોને લાભ પહોંચાડી રહ્યો છે.

જો કોઈએ એ જોયું કે તે કુર્આન મજીદને ફાડી રહ્યો છે તો તેની તાબીર એ છે કે તે અલ્લાહના કલામનો ઇનકાર કરી રહ્યો છે. જો કોઇએ એ જોયું કે તે કુર્આન શરીફના પૃષ્ઠો ચાવી રહ્યો છે તો તેની તાબીર એ છે કે તે અલ્લાહના કલામની મશ્કરી કરી રહ્યો છે. અને તેના કેટલાક આદેશોની મજાક કરી રહ્યો છે અને તેને તિરસ્કારે છે અને તે ધર્મથી વિચલિત થઈ ગયો છે. તે અધર્મી થઈ જશે.

જો કોઈએ એ જોયું કે તેનું પડખું અથવા પિંડલી અથવા કપડું અથવા અમુક અવયવ લોખંડના થઈ ગયા છે તો તેની તાબીર એ છે કે તેની ઉંમર લાંબી થશે.

અને જો કોઈએ એ જોયું કે તે ગુલામ અથવા કેદી થઈ ગયો છે તો તેની તાબીર એ છે કે તે નાણુંભીડમાં

આવી જશે અને અપમાનિત થશે, તેનો માલ બરબાદ થઈ જશે અને તે બેઆબરૂ થશે.

જો કોઈએ સ્વપ્નમાં એ જોયું કે તેના અમુક અવયવ કાંચના થઈ ગયા છે તો તેની તાબીર એ છે કે તેનું આયુષ્ય ટૂંકુ થશે.

જો કોઈએ એ જોયું કે તેણે કોઈ વસ્તુ ભાડેથી લીધી અથવા કોઈને ભાડે આપી તો તેની તાબીર એ છે કે તે એવા લાભની પાસે છે જે તેનાથી દૂર પણ નથી અને ન તો લાભ ઉઠાવી શકે છે.

અને જેણે એ જોયું કે તેણે ગુલામ વેચ્યો તો તેની તાબીર એ છે કે તે દુઃખ તથા સંતાપમાંથી નીકળી ગયો. અને જેણે એ જોયું કે તેણે ગુલામ ખરીદ્યો છે તો તેની તાબીર અગાઉના સ્વપ્નથી પ્રતિકુળ થશે. અને જેણે એ જોયું કે તે લોંડી (બાંદી, ગુલામડી) ખરીદી રહ્યો છે તો આ સ્વપ્ન તેથી સારૂ છે જેમાં ગુલામડીને વેચતો જુએ.

સ્વપ્નમાં કસ્તુરીને જોવાની તાબીર હર્ષ અને આનંદ છે અને સ્વપ્નમાં ધૂપને જોવાની તાબીર એ છે કે તેના વિષે સારી વાતો થશે. અને એજ રીતે દરેક સુગંધિત વસ્તુની તાબીર એ છે કે તેના વિષે સારી વાતો થશે. અને એ જ રીતે દરેક સુગંધિત વસ્તુની તાબીર ઉત્તમતાનું પ્રતીક છે.

કેસરની તાબીર એકઠો કરેલો માલ છે. પરંતુ જો તેના વડે રંગવામાં આવે તો તેની તાબીર બિમારી છે. અને લોબાન, (ધૂપ)ની તાબીર કોઈ નેક મર્દથી ઈલ્મ હાંસલ કરવાની છે.

મધની તાબીર એકત્રિત કરેલ માલથી કરવામાં આવે છે અને કયારેક તેની તાબીર વારસાથી પણ કરવામાં આવે છે. અને દરેક તે વસ્તુ જે મધ તથા ખાંડથી બને તેની તાબીર માલ અને પવિત્ર રોજી છે. અને પોતાના હાથે હલવો બનાવવાની તાબીર એ છે કે તે પોતાની મહેનતથી રોજીમાં વૃદ્ધિ પામશે. જો પોતાને હાથે હલવો બનાવ્યો નથી પણ કોઇ બીજાએ તેના માટે બનાવ્યો તો તેની તાબીર ગનીમતનો માલ, વારસો તથા આવકથી કરવામાં આવે છે. અને મધની તાબીર ઈલમ તથા કુર્આન છે. અને નિકાહની તાબીર બીમારીથી આરોગ્ય હાસલ કરવાની થાય છે.

ખાંડ અને તેની મીઠાસને સ્વપ્નમાં જોવાની તાબીર એ છે કે જો તેણે તેમાંથી કંઈક ખાધું છે તો તેની તાબીર અશરફીઓ તથા રૂપિયાથી કરવામાં આવે છે અને કયારેક તેની તાબીર સ્વાદિષ્ટ મીઠી વાણીથી કરવામાં આવે છે.

**દવાઓ :** સ્વપ્નમાં દવાઓ જોવાની તાબીર એ છે કે જો તે દવાઓ વાપરી રહ્યો છે અને પીએ છે તો તેને બરકત અને શિફા, આરોગ્ય અને કુશળતા હાંસલ થશે.

**બન્ને ઈદો :** આને સ્વપ્નમાં જોવાની તાબીર એ છે કે તે દુઃખ તથા સંતાપથી મુક્તિ હાંસલ કરશે. અને આ બન્ને જેને દેખાય તેની રોજીમાં વૃદ્ધિ થવાની દલીલ છે.

**માતમ :** (હાયવોય) જો કોઈ સ્વપ્નમાં માતમ જુએ તો તેની તાબીર હર્ષ અને આનંદ છે અને હર્ષ અને ખુશી જુએ તો તેની તાબીર દુઃખ અને સંતાપ છે.

**ખેલ** : (રમત) આની તાબીર દુઃખથી કરવામાં આવે છે અને દુઃખ અને સંતાપની તાબીર રમતગમતથી કરવામાં આવે છે.

**કેદ** : આની તાબીરમાં વિરોધાભાસ છે અને હકીકતમાં અડગતા છે. જો કોઈએ એ જોયું કે તે કેદી છે અને એવું જણાયું કે તેમાં ગુણ અને સારાપણું છે, દાખલા તરીકે તે મસજિદમાં અથવા નમાઝ પઢવાની સ્થિતિમાં અથવા અલ્લાહના માર્ગમાં તે કેદમાં છે એટલે તેના સ્મરણમાં ઓત પ્રોત છે તો તેની તાબીર ધર્મમાં અડગતા છે અને ગુનાહોથી દૂર રહેનાર છે.

જેણે એ જોયું કે તે પોતાના શહેરમાં અથવા પોતાના મકાનમાં કેદ છે તો તેની તાબીર એ છે કે તેની શાદી થશે અને આ સ્થિતિમાંથી કોઈ એક સ્થિતિમાં છે તો આ અડગતા છે આ સ્થિતિની જે આ સ્થિતિને યોગ્ય હોય. દાખલા તરીકે એ જોયું કે તેના પગ કોઇ જાળમાં અથવા ફંદામાં અથવા કુવા અગર ખાડામાં બાંધેલા છે તો તેની તાબીર એ છે કે તે કોઈ મૂંઝવણમાં મૂકાઈ ગયો છે. અને બનતા પ્રયાસે પોતાના સ્વબચાવ માટે વ્યવસ્થા કરી રહ્યો છે.

**પલાણ તથા ગધેડાનું પલાણ** : જો કોઈએ જોયું કે તે જનાવર ઉપર મુકેલું છે તો તેની તાબીર સ્ત્રીથી કરવામાં આવે છે.

**શતરંજ** : આની તાબીર અસત્ય વાતો અને જુઠ તથા આક્ષેપથી છે. અને કયારેક આની તાબીર વાણી અને યુદ્ધથી

પણ કરવામાં આવે છે. એજ રીતે ચોસરની તાબીર જાહેર સમાચાર છે.

**મોહરે :** સ્વપ્નમાં આ રમત રમવાની તાબીર ધાંધલ ધમાલ અને ઝગડો છે. એ જ રીતે નગીના તથા અખરોટ સાથે રમવાની તાબીર છે

**શાહીનો ખડીયો :** (દવાત) આ તાબીદ સ્ત્રીથી કરવામાં આવે છે. જો કોઈએ સ્વપ્નમાં એ જોયું કે ખડીયો ભાંગી ગયો અથવા ચોરાઈ ગયો તો તેની તાબીર એ છે કે તેની પત્ની અવસાન પામી.

**કલમ :** જો કોઈએ કુર્આન મજીદ સાથે જોયું તો તેની તાબીર ઈલમ અને હિકમતથી કરવામાં આવશે. જો ખડીયા સાથે જોયો તો તેની તાબીર પુત્રથી કરવામાં આવશે. એ સારી રીતે જાણી લો કે જો માણુસે સ્વપ્નમાં આ જોઈ લીધો તો તેનો મામલો ચોકખો થઈ ગયો અને તેની અભિલાષા પૂર્ણ થઈ ગઈ. અને દુનિયામાં (આ જગતમાં) તેણે પોતાની મતલબ સંપુર્ણ કરી લીધી તો તેનો તાબીર એ હશે કે તેની સ્થિતિ બદલાઈ જશે. અને તેના મામલામાં (કામકાજમાં) નુકસાન થશે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે "હત્તા ઈઝા ફરેહુ બિમા ઉતુ અ–ખઝના હુમ બગ ત–તન ફ–ઈઝા હુમ મુબલેસુન. અને જ્યારે જ્યારે તેઓ ખુશ થઈ ગયા એ વાતો ઉપર જે એમને આપવામાં આવી હતી તો અમે તેઓને એકદમ પકડી લીધા, તેઓ બેખબર જ

રહ્યા. અને એ જ ભાવાર્થ એક શાયરે એ રીતે કહ્યું છે કે, જે આશા ફળીભુત થઈ તેના નુકસાનની શરૂઆત થઇ, પડતીની વાટ જો, જ્યારે કહેવામાં આવે કે, સંપુર્ણ થયું

અને એ પણ સારી પેઠે યાદ રાખો કે સ્વપ્નમાં જુઠી વાત મેળવવી સ્વપ્નને ભ્રષ્ટ કરી દે છે અને તેના ઉદ્દેશાત્મક લાભને બદલી નાંખે છે. હઝરત રસુલે ખુદા સલ્લલ્લાહો અલયહે વ સલ્લમે પણ આથી મનાઇ ફરમાવી છે. અને ઘણી જ સખતીથી મનાઈ કરી છે. ફરમાવ્યું છે કે જે ઈરાદાપુર્વક મારા વિષે જુઠું બોલ્યો તો તે પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવી લે. અને ફરમાવ્યું કે જેણે પોતાના નબી (પયગમબર) અથવા પોતાના માતાપિતા ઉપર અથવા પોતાના મિત્ર ઉપર અસત્ય ઉચ્ચાર્યું. તે જન્નતની (સ્વર્ગની) સુગંધ સૂંઘી નહીં શકે.

અને હુઝુર સલલલ્લાહો અલયહે વ સલ્લમે એ પણ ફરમાવ્યું છે કે, ક્યામત (પ્રલય) ના દિવસે ત્રણ માણુસોને સખત અઝાબ આપવામાં આવશે. એક તે જે અસત્ય સ્વપ્ન વર્ણવતો હોય. તેને આદેશ આપવામાં આવશે કે બે જવ (જુવારના દાણા) મેળવી ગાંઠ વાળી દે અને તે એ કરી શકશે નહીં. એક તે માણસ જે મુર્તિઓની છબી બનાવે, તેને કહેવામા આવશે કે આમાં આત્મા દાખલ કર. અને તે નહીં કરી શકે. તે માણુસ જેણે એવી કોમ (એવા માણુસો)ની ઈમામત ( રાહબરી ) કરી જે તેને નાપસંદ કરતા હોય. અને જે માણુસ સ્વપ્નમાં એવી વાત જુએ જે તેને અણુગમતી

હોય અથવા તેને ગભરાટ થઈ જાય. જ્યારે તે ઉંઘમાંથી જાગે ત્યારે પોતાના ડાબી બાજુ ત્રણ વખત થૂંકે, અને અલ્લાહ તઆલા પાસે શયતાન મરદુદથી પનાહ (આશ્રય) માંગે. આ હઝરત રસુલે ખુદા સલલલ્લાહો અલયહે વ સલ્લમે ફરમાવ્યું છે.

આ જે બધું લખવામાં આવ્યું છે તે સૌ ઈમામ મોહંમદ બિન સીરીને કહ્યું છે.

# પચ્ચીસમું પ્રકરણ

## સ્વપ્નમાં કુર્આનની સુરતોને પઢવાની તાબીર.

**શેખ રહમતુલ્લાહ ફરમાવે છે કે, અલ્લાહ તઆલા અમને તથા સૌ મુસલમાનોને આથી લાભ મળે.**

**સુરએ ફાતેહા:** સ્વપ્નમાં જેણે સુરએ ફાતેહા પુરી અથવા અમુક ભાગ પઢયો તો તેની તાબીર એ છે કે તે એવી દુઆઓ કરશે જે કબુલ થશે. અને એવો લાભ હાંસલ કરશે જેથી તેને આનંદ થશે. એ પણ કહેવામાં આવે છે કે આની તાબીર એ છે કે તેનો પઢનાર સાત સ્ત્રીઓ સાથે નિકાહ કરશે (લગ્ન કરશે) જે અલગ અલગ જગ્યાની હશે. અને તેની દુઆઓ કબુલ થશે. તેની દલીલ એ છે કે હઝરત રસુલે ખુદા સલલલ્લાહો અલયહે વ સલ્લમની દુઆ છે કે તેઓ દરેક દુઆથી અગાઉ અને અંતમાં અલ હમદો લિલ્લાહે રબ બિલ આ લમીન પઢતા હતા.

**સુરએ બકર :** જેણે સ્વપ્નમાં આને સંપૂર્ણ પઢી અથવા અમુક ભાગનું પઠન કર્યું અથવા એક જ શબ્દ પઢયો અથવા કોઈએ તેની સમક્ષ પઢી તો તેની તાબીર એ છે કે તેની ઉંમરમાં વધારો થશે અને દીન (ધર્મ)માં સમજ પડશે. અને કયારેક તેની તાબીર એ પણ હોય છે કે આ સુરત પઢનાર સ્થળાંતર કરશે, જયાં તેની આબરૂ વધશે અને બુઝુર્ગી હાંસલ કરશે. અને આ તાબીર પણ કહેવાય છે કે જો તે કાઝી (ન્યાયધીશ) હશે તો તેની મુદત પુર્ણ થઈ ગઈ અને જો આલિમ હશે તો તેની ઉંમરમાં વધારો થશે અને સ્થિતિ સારી હશે.

**સુરએ આલે ઇમ્રાન :** જો કોઇએ સ્વપ્નમાં આ સુરત પુરી અથવા તેનો અમુક ભાગ પઢયો તો તેની તાબીર એ છે કે તે કુટુંબમાં દુર્ભાગી રહેશે અને વૃદ્ધાવસ્થામાં ઘણી જ રોજી હાંસલ કરશે અને બહુ જ પ્રવાસ કરનાર હશે.

**સુરએ નિસા :** જેણે સ્વપ્નમાં આ સુરતની તિલાવત કરી, તેની તાબીર એ છે કે તેની છેલ્લી ઉંમરમાં (ઘડપણમાં) તેની એક રૂપાળી પત્ની હશે. જે તેની સાથે સારૂં વર્તન રાખશે નહીં, પરંતુ તે માણસ દલીલપુર્વક વાતો કરનાર તથા શિષ્ટાચાર અને વાણી વર્તનમાં ઉત્તમ હશે.

**સુરએ માએદહ :** જેણે સ્વપ્નમાં આ સુરતની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે ખવડાવવાળો અને પીવડાવવાળો તથા સજ્જન અને વિનયી હશે. પરંતુ એક અત્યાચારી કોમથી તેને તકલીફ પહોંચશે.

**સુરએ ઇન્આમ** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તે માણુસ દીનની હિફાઝત કરનાર, દીનનો રક્ષક અને દીન પ્રત્યે મોહબ્બત રાખનાર હશે. તેને ઉત્તમ રોજી મળશે.

**સુરએ અઅરાફ** : જે માણુસ આ સુરહની સ્વપ્નમાં તિલાવત કરશે તેની તાબીર એ હશે કે તે દરેક વિષયના ઈલ્મથી લાભ ઉઠાવશે અને શકય છે કે તે નિર્ધનતાની સ્થિતિમાં અવસાન પામે.

**સુરએ અન્ફાલ** : સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરનારને સફળતા તથા પ્રતિષ્ઠાનો મુગુટ (તાજ) મળશે. અને પોતાના દીનમાં તે સ્થાયી અને સુરક્ષિત રહેશે.

**સુરએ તવબા** : જે માણુસ સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરે તેની આલેહીન, ઉત્તમ પ્રકારના નેક અને સદાચારી લોકો સાથે મિત્રતા હશે.

**સુરએ યુનુસ** : (અલય હિસ્સલામ) જે માણુસ સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરે, સંપુર્ણ અથવા અમુક ભાગ તો તેની તાબીર એ છે કે તેના માલ ઉપર આફત આવશે, કેટલાક એ કહે છે, આ સુરહ પઢનાર ખુશ ખબર આપનાર અને ભલાઈ કરવામાં તત્પર રહેશે.

**સુરએ હુદ** : જે માણુસ આ સુરહ સ્વપ્નમાં પઢે તેના ઘણાં જ શત્રુ હશે અને તે પ્રવાસને પ્રાધાન્ય આપશે.

**સુરએ યુસુફ** : જે માણુસ આ સુરતની સ્વપ્નમાં

તિલાવત કરશે તેની તાબીર એ છે કે તેના ઘરવાળા તેના દુશમન હશે અને તે પ્રવાસમાં લાભ તથા હર્ષ હાંસલ કરશે.

**સુરએ રઅદ :** સ્વપ્નમાં જે માણસ આ સુરહની તિલાવત કરે તેને નિર્ધનતાનો સામનો કરવો પડશે. અને એક કથન એ પણ છે કે તેનું મૃત્યુ નજીક હશે.

**સુરએ ઇબ્રાહીમ** (અલય હિસ્સલામ) : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તોબા કરનાર અને માળા જપનારાઓમાંથી હશે.

**સુરએ હિજરે :** જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે પોતાના ઘરમાં રક્ષિત રહેશે અને ગરીબ ( નરમ સ્વભાવવાળો ) રહેશે. જો આ સુરહ પઢનાર કોઈ બાદશાહ હશે તો તેની તાબીર એ છે કે તેની મુદ્દત પાસે આવી છે. જો કાઝી છે તો તેની તાબીર એ છે કે તેની પ્રકૃતિ સારી છે. જો વેપારી છે તો તે કુટુંબમાં તેનું ઉંચું સ્થાન થશે. અને જો આલિમ છે તો તે આબરૂ મંદ સ્થિતિમાં અવસાન પામશે.

**સુરએ નહલ :** જો કોઈએ સ્વપ્નમાં આ સુરતની તિલાવત કરી તો તેની તાબીર એ છે કે તેને સારી રોજી મળશે. અને હઝરત રસુલે ખુદા સલલલ્લાહો અલયહે વ સલ્લમના વહાલાઓમાં (પ્રિયજનોમાં) હશે. જો કે તેમની સાથે (સોબતમાં) રહ્યો ન હોય.

**સુરએ અસ્રર :** જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે બાદશાહ તેની ઉપર અત્યાચાર

કરશે અને આ તાબીર પણ થઈ શકે છે કે તે એક કોમના પ્રપંચથી બચશે. અને તે કોઈ એક પ્રપંચથી બીતો રહેશે. જો તેનાથી તે છુટો હશે. (તેમાં સંડોવાયેલો નહીં હોય.)

**સુરએ કહેફ** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તેના ઉંમર લાંબી હશે. તેની સ્થિતિ સારી રહેશે અને જે કોમથી આશ્રય લેશે તેમની પાસેથી લાભ મેળવશે.

**સુરએ મરયમ** (અલય હિસ્સલામ) : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તે તંગીમાં રહેશે અને પછી અલ્લાહ તઆલા તેના ઉપર મોકળાશ કરશે.

**સુરએ તાહા** (અલય હિસ્સલામ) : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે રાતની નમાઝ (તહજ્જુદ) ઉપર સ્થાયી રહેશે અને સદ્કાર્ય કરશે તથા દીનદારો (ધર્મપ્રેમીઓ) સાથે રહેવું પસંદ કરશે.

**સુરએ અંબિયા** (સલલલ્લાહો અલયહે વ સલ્લમ) જેણે સ્વપ્નમાં આ સુરહ પઢી તેના સંબંધમાં લોકોના વિચારો સારા હશે.

**સુરએ હજ** : જેણે સ્વપ્નમાં આ સુરહ પઢી તેને હજ અને ઉમરહની પ્રેરણા થશે અને જો બીમાર છે તો તે મૃત્યુ પામશે.

**સુરએ મોઅમેનુન** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેના હૃદયમાં રાતે વધુ સમય અલ્લાહતઆલાની ઈબાદત માટે ઉભા રહેવાની તથા તેના પ્રત્યે આજેજી, કાલા

વાલા અને કરગરવાની મહોબત હશે અને એક એવી બીમારીનો ભય છે જે બહુ જ જોખમકારક છે.

**સુરએ નુર** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે, તે લોકોમાંથી હશે જે લોકોને સારા કામો કરવા પ્રેરણા આપે છે તથા નઠારા કામોથી રોકે છે અને અલ્લાહ તઆલા માટે જ કોઈથી મહોબત કરશે અને તેના જ માટે કોઇથી દ્વેષ રાખશે અને દુનિયામાં તેને કોઈ બીમારી લાગશે.

**સુરએ ફુરકાન** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે સત્યને પસંદ કરશે અને અસત્ય પ્રત્યે તેને અણગમો રહેશે.

**સુરએ શોઅરા** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેને રોઝી મેળવવામાં તકલીફ પડશે અને કોઇ પણ વસ્તુ મુસીબત વગર મેળવી શકશે નહીં. પ્રવાસને પ્રિય ગણશે પરંતુ લાભથી વંચિત રહેશે. અને જો લાભ મળશે તે પણ નહિવત જેવો.

**સુરએ નમલ** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે સત્યને પસંદ કરશે અને અસત્યને ભ્રમ અને ખોટું ગણશે. પોતાની કોમનો સરદાર (અગેવાન) હશે અને ઈલ્મ તથા અગ્રેસરતા (અગ્રિમતા) પ્રાપ્ત કરશે.

**સુરએ કસસ** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી અલ્લાહતઆલા તેને જમીન મારફતે મુસીબતમાં

સપડાવશે. ભલે પછી તે જંગલમાં હોય, શહેરમાં હોય, ઘરમાં અગર તો મસ્જિદમાં જ્યાં તે નમાઝ અદા કરતો હોય.

**સુરએ અને કબુત** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે અલ્લાહ તઆલા તેને ખુશ ખબર આપે છે. તેને એકાંતની (તનહાઈ) મુસીબતમાં ફાંસશે નહીં. એકલતા ડંખશે નહિ.

**સુરએ લુકમાન (અલય હિસ્સલામ)** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે કિતાબત (લેખન કળા) તથા હિકમત પ્રાપ્ત કરશે. તેમાં તે પૂર્ણતા મેળવશે.

**સુરએ સિજદહ** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે અકીદએ તવહીદ (અલ્લાહ તઆલા એક છે એવી દઢ માન્યતા) માં અડગ હશે અને તેની શ્રદ્ધા નિશ્ચલ હશે.

**સુરએ અહઝાબ** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે પોતાના કુટુંબને વખાણનાર હશે. તેની ઉમર લાંબી હશે પરંતુ પોતાના કેટલાક મિત્રો સાથે છળકપટ કરવામાંય પાછી પાની કરશે નહિ.

**સુરએ સબા** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે ઘણો જ શુરવીર અને નિડર હશે તેમ જ શસ્રો ઉપાડવાથી તે ક્ષોભ અનુભવશે નહિ.

**સુરએ ફાતિર** : જેણે સ્વપ્નમાં આની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે અલ્લાહ તઆલાને જોશે. તે અલ્લાહ તઆલાના અવલિયાઓ (સંત)માંથી એક વલી હશે.

**સુરએ યાસીન**(અલય હિસ્સલામ) : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે દીન પર સ્થાયી રહેશે.

**સુરએ સાફ્ફાત** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે, તેને હલાલ રોજી મળશે અને તેને પુત્ર જન્મશે.

**સુરએ સાદ** : સ્વપ્નમાં જેણે આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તે ઘણો જ સ્વમાની હશે, સ્ત્રીઓથી તેને અતિશય પ્રેમ હશે અને તેમની સાથે ચાલવાનું પસંદ કરશે.

**સુરએ ઝુમર** : જેણે સ્વપ્નમાં એ જોયું કે તે આ સુરહની તિલાવત કરી રહ્યો છે તો તેની તાબીર એ છે કે તેની ઉંમર લાંબી હશે. તે પોતાના પુત્રને જોશે. અને આ તાબીર પણ થઇ શકે છે તે એવા પ્રયાસ કરશે કે તે પોતાના વતનમાં પાછો ફરશે નહીં.

**સુરએ ગાફિર** (અલ મોમિન) : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે તેને પઢનારની શ્રદ્ધા, અને યકીન અડગ અને સલામત રહેશે.

**સુરએ ફુસ્સેલત** (હામીમ સિજદહ) : જે માણસ આ સુરહને સ્વપ્નમાં પઢે તેનો પઢનાર એવી કોમના માર્ગ-દર્શકનો જરીઓ બનશે જે અલ્લાહના હુકમથી શરીઅત (ઇસ્લામી ધર્મના ધારાધોરણ) ઉપર અમલ કરશે.

**સુરએ શુરા** : જે માણસ સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરે તો તેની તિલાવત કરનાર ઈલ્મ તથા અમલથી લાભ ઉઠાવશે.

**સુરતુઝ ઝુખરૂફ** : જે માણસ આ સુરહની તિલાવત કરે તેની તાબીર એ છે કે, શકય છે કે તેની રોજીમાં કઠણાઇઓ સામે આવે, અને ઉંમરના છેલ્લા ભાગમાં તેની સ્થિતિ તંગી અનુભવે, ભિડાઈ જાય. અને દુન્યાની મોજ-મજામાં કમી આવી જાય.

**સુરએ દુખાન** : જે માણસ સ્વપ્નમાં તેની તિલાવત કરે તેની તાબીર એ છે કે તે અત્યાચારીઓના અત્યાચારથી, તથા કબરના અઝાબથી, અને જહન્નમના અઝાબથી તથા શ્રદ્ધાના અભાવથી બચશે.

**સુરએ જાસિયહ** : જે માણસ આ સુરહને સ્વપ્નમાં પઢે તેની તાબીર એ છે કે તે ઝાહિદો (ઈબાદત કરનાર, બંદગીમાં તલ્લીન) માંથી હશે.

**સુરએ અહકાફ** : જે માણસ સ્વપ્નમાં આ સુરહની આ સુરહની તિલાવત કરે તેની તાબીર એ છે કે તે પોતાના માબાપનો નાફરમાન (આજ્ઞાઓનો ઉલ્લંઘન કરનાર) પુત્ર હશે, પરંતુ અંતિમ ઉમરમાં તેને સારી (ખરી રીતે પશ્ચાતાપ)ની તક મળશે.

**સુરએ કિતાબ** : (મોહંમદ સ. અ. વ,) જે માણસ આ સુરહની તિલાવત કરશે તેની તાબીર એ છે કે તેની પાસે ફરિશ્તા સારા સ્વરૂપમાં આવશે.

**સુરએ ફત્હ** : જે માણસ આ સુરહનો સ્વપ્નમાં તિલાવત કરશે અલ્લાહ તઆલા તેને વહાલો રાખશે.

**સુરએ હજુરાત** : જે માણસ સ્વપ્નમાં આ સુરહ પઢે તેની તાબીર એ છે કે આ સુરહ પઢનાર, અલ્લાહુના બંદાઓના દિલોમાં આરામ, ચેન, સુલેહ અને સંપ ઉત્પન્ન કરશે.

**સુરએ કાફ** : સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરનારનો ઇલમ ઉચ્ચ દરજ્જાનો હશે અને તેના શહેરવાળા તેના મોહુતાજ (ગરજુ) રહેશે અને તેની ઉમરનો છેલ્લો ભાગ પ્રથમ ભાગથી સારો રહેશે, અને તે અતિ શક્તિશાળી અને મજબુત રહેશે.

**સુરએ ઝારેયાત** : જે માણસ સ્વપ્નમાં આ સુરહ પઢે તેની તાબીર એ છે કે તેનો પઢનાર ભુમિની વનસ્પતિઓમાંથી જેટલી ઇચ્છશે તેટલી મેળવશે, અને દરેક ધર્મ તેને રૂચશે.

**સુરએ તુર** : જે માણસ સ્વપ્નમાં આ સુરહ પઢે તેની તાબીર એ છે કે આ સુરહ પઢવાના કારણે અલ્લાહ તઆલા રાજી થશે.

**સુરએ નજમ** : જે માણસ સ્વપ્નમાં આની તિલાવત કરે તેની ઓલાદ ઘણી હશે અને તે અલ્લાહ તઆલાની મરજીથી અવસાન પામશે, અને તે માણસ જ્ઞાની તથા સંત હશે, ઈબાદત કરનાર હશે.

**સુરએ કમર :** જે માણસ સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરશે તેના ઉપર જાદુ કરવામાં આવશે. છતાં ય તે બચી જશે અને અલ્લાહ તઆલાની કૃપાથી તેને કોઈ નુકસાન પહોંચશે નહીં.

**સુરએ રહમાન :** જે માણસે સ્વપ્નમાં જોયું કે તે આ સુરહની તિલાવત કરે છે તો તેની તાબીર એ છે કે તે દુન્યામાં ન્યામતો અને આખેરતમાં રહમત પ્રાપ્ત કરશે.

**સુરએ વાકેઆહ :** જેણે સ્વપ્નમાં એ જોયું કે તે આ સુરહની તિલાવત કરી રહ્યો છે. તો તેની તાબીર એ છે કે તે નેકીઓ, તથા સદ્કાર્ય કરનાર અને આ કામો પ્રત્યે લક્ષ આપનાર હશે.

**સુરએ હદીદ :** જેણે એ જોયું કે તે સ્વપ્નમાં આ સુરહ પઢી રહ્યો છે તો તેની તાબીર એ છે કે તે સારી અસરવાળો અને દીનમાં ખરો હશે.

**સુરએ મુજાદલા :** જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી છે તો તેની તાબીર એ છે કે તે અસત્ય લોકો સાથે ઝગડનાર અને તેમને દબાવનાર હશે.

**સુરએ હશ્ર :** જે માણસે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તો તેની તાબીર એ છે કે હશ્ર (કિયામતનો દિવસ) માં અલ્લાહ તઆલા તેનાથી રાજી હશે, તેના શત્રુઓને નષ્ટ કરશે. તેઓ મૃત્યુ પામશે.

**સુરએ મુમ તહેના :** સ્વપ્નમાં આ સુરહ પઢનારને મુસીબત થશે અને તે મુસીબતનો તેને સવાબ મળશે.

**સુરએ સફ્ફ** : સ્વપ્નમાં આ સુરહ પઢનાર શહીદ થશે.

**સુરએ જુમઆ** : આ સુરહ સ્વપ્નમાં જે પઢશે તેના માટે અલ્લાહ તઆલા દુન્યા તથા આખેરતની સૌ અચ્છાઈયો અને ભલાઈ એકઠી કરશે.

**સુરએ મુનાફેકુન** : સ્વપ્નમાં આ સુરહ પઢનાર કુસંપથી દુર રહેશે.

**સુરએ તગાબુન** : જેણે સ્વપ્નમાં આ સુરહ પઢી તો તે હિદાયત (માર્ગદર્શન) અને ઈમાન સહીત અવસાન પામશે.

**સુરએ તલાક** : જે માણુસ સ્વપ્નમાં આ સુરહ પઢશે તેની તાબીર એ છે કે તેનો તેની પત્ની સાથે એટલો ઉગ્ર ઝગડો થશે કે બન્ને વચ્ચે જુદાઇ થઇ જશે પરંતુ પુરૂષ મહેર અદા કરશે.

**સુરએ તહરીમ** : સ્વપ્નમાં આ સુરહ પઢનાર શરીઅતના આદેશ મુજબ જે વકતુઓથી મનાઈ કરવામાં આવી છે એવી વસ્તુઓથી અને દુષ્ટકર્મો કરવાથી બચતો રહેશે.

**સુરએ મુલ્ક** : આ સુરહને સ્વપ્નમાં પઢશે અલ્લાહ તઆલા તેને દુન્યા તથા આખેરતની સર્વે ભલાઈઓ આપશે અને તેની ઈમલાક તથા ખયરાત–દાન વિશેષ હશે.

**સુરએ નુન** : જે આ સુરહને સ્વપ્નમાં પઢે અલ્લાહ તઆલા તરફથી તેને કૃપા અને સફળતા મળશે.

**સુરએ હાકા** : જે માણુસ સ્વપ્નમાં આ સુરહ પઢે તેને માર–ધાડનો ભય રહેશે અને તે સત્ય માર્ગે હશે.

**સુરએ મઆરિજ** : સ્વપ્નમાં આ સુરહને પઢનાર અમન અને શાંતિ સહીત વિજયી રહેશે.

**સુરએ નુહ** : આ સુરહને સ્વપ્નમાં પઢનાર સારા કામોની પ્રેરણા આપનાર તથા ખરાબ અને દુષ્ટ કામોથી રોકનારાઓમાંથી હશે અને શત્રુઓ પર વિજયવંત રહેશે.

**સુરએ જિન્ન** : સ્વપ્નમાં આ સુરહ પઢનાર જિન્નાતથી રક્ષિત રહેશે. સુરએ મુઝઝમમિલ (અલયહિસ્સલામ) જેણે જેણે આ સુરહને સ્વપ્નમાં પઢી તેની પ્રકૃતિ સારી રહેશે. અને તે સાબિર અને ધૈર્યવાન રહેશે.

**સુરએ મુદદસસિર** : (સલલલ્લાહો અલયહે વસલ્લમ) સ્વપ્નમાં જેણે આ સુરહ પઢી તેની આજીવિકામાં તંગી રહેશે અને અલ્લાહ તઆલા તેની તંગીને દુર કરશે.

**સુરએ કિયામત** : સ્વપ્નમાં આ સુરહ પઢનાર સોગંદથી બચતો રહેશે અને ક્યારેય સોગંદ ખાશે નહીં.

**સુરએ ઇન્સાન (દહ્ર)** : જેણે સ્વપ્નમાં તેને પઢી તેને સખાવતની પ્રેરણા મળશે અને આભારવશ થવાની ન્યામત તેને મળશે.

**સુરએ મુરસલાત** : આ સુરતને સ્વપ્નમાં પઢનારની રોજી (આજીવિકા) માં છુટ મળશે અને તેના શત્રુઓને મુંગા બનાવી દેશે.

**સુરએ નબઅ** : આ સુરહને સ્વપ્નમાં પઢનારનું દિલ બધા જ દુઃખ અને ખેદથી મુક્ત થઇ જશે અને તેનો પ્રભાવ વધી જશે અને તેનું વર્ણન ઉચ્ચ સ્તરે થશે.

**સુરએ નાઝેઆત** : આ સુરહને સ્વપ્નમાં પઢનારના હૃદયમાંથી પણ સર્વે દુઃખ અને શોક દૂર થઈ જશે.

**સુરએ અબસ** : સ્વપ્નમાં આ સુરહ પઢનાર સદકહ (દાન–ખેરાત) વિશેષ કરશે અને ઝકાત આપશે.

**સુરએ તકવીર** : આ સુરહને સ્વપ્નમાં પઢનાર પુર્વ દિશામાં વધારે પ્રવાસ કરશે અને તેમનો પ્રવાસ સફળ થશે.

**સુરએ ઈનફેતાર** : આ સુરહને સ્વપ્નમાં પઢનારને બાદશાહોની નિકટતા પ્રાપ્ત થશે અને તેઓ તેમને માન આપશે.

**સુરએ તતફીફ** : સ્વપ્નમાં આ સુરહ પઢનારને વફાદારી તથા ન્યાય મળશે.

**સુરએ ઈનશેકાક** : આ સુરહને સ્વપ્નમાં પઢનારના સંતાન વિશેષ થશે.

**સુરએ બુરૂજ** : આ સુરહને સ્વપ્નમાં પઢનારને અલ્લાહ તઆલા ચિંતાઓથી મુક્ત કરશે અને દરેક જાતના ઈલ્મો તથા જ્ઞાનથી સંપુર્ણ કરશે.

**સુરએ તારિક** : સ્વપ્નમાં જે માણસ આ સુરહ પઢશે અલ્લાહ તઆલા તેને તેની સ્તુતિ અને તેને સવિશેષ ઈબાદતની પ્રેરણા આપશે.

**સુર આઅલા** : સ્વપ્નમાં જે માણસ આ સુરહ પઢશે તેના માટે તેના સર્વ કામોમાં સફળતા હાંસલ કરશે.

**સુરએ ગાશિયર** : સ્વપ્નમાં જે માણુસ આ સુરહ પઢશે તેનો મરતબો ઉચ્ચતમ હશે અને તેને ઈલમ તથા જ્ઞાન ફેલાશે.

**સુરએ ફજર** : જે માણુસ સ્વપ્નમાં આ સુરહ પઢે તેને પ્રભાવશીલતા તથા શોભાસ્પદ વસ્ત્ર મળશે.

**સુરએ બલદ** : સ્વપ્નમાં આ સુરહ પઢનારને જમણુ ખવડાવવા તથા અનાથો અને વૃદ્ધો ઉપર દયાભાવનો વિચાર ઉદ્ભવશે.

**સુરએ શમસ** : જે માણુસ આ સુરહને સ્વપ્નમાં પઢશે, અલ્લાહ તઆલા તેને સર્વ કામોમાં ઉચ્ચતમ બુધ્ધી અને ડહાપણુ અર્પિત કરશે.

**સુરએ લયલ** : સ્વપ્નમાં જે માણુસે આ સુરત પઢી તે અપમાનીત થવાથી તથા બેઆબરૂ થવાથી બચશે.

**સુરએ દુહા** : જે માણુસ આ સુરહને સ્વપ્નમાં પઢશે તે નિરાધારો તથા અનાથોને સન્માનશે.

**સુરએ અન શરહ** : જે માણુસ સ્વપ્નમાં આ સુરહ પઢશે અલ્લાહ તઆલા તેની છાતી અને હ્રદયમાં ઈસ્લામ ધર્મના આદેશો સમજવાનું ડહાપણુ પેદા કરશે અને તેના કામો સરળ થઈ જશે.

**સુરએ તીન** : સ્વપ્નમાં જે માણસ આ સુરહ પઢશે અલ્લાહ તઆલા તેમની સર્વે જરૂરયાત – આવશ્યક્તાં સંપુર્ણ કરશે.

**સુરએ અલક** : જેણે સ્વપ્નમાં આ સુરહ પઢી

તેની વય લાંબી થશે અને તેની પદવી ઊંચી થશે અને તેનો મરતબો (મોભો) ઉચ્ચતમ થશે.

**સુરએ કદર :** જે માણસ આ સુરહને સ્વપ્નમાં પઢે તો તેને ભલાઇ મળશે તેના માટે સારૂં થશે અને તેની સ્થિતિ પ્રગતિમય થશે.

**સુરએ બઇ યેનહ :** જે માણસ આ સુરહ સ્વપ્નમાં પઢશે તેના હાથે એક નેક કોમને (હિદાયત) સીધા માર્ગે લાવશે.

**સુરએ ઝિલ્ઝાલ :** સ્વપ્નમાં જે માણસે આ સુરહ પઢી તો અલ્લાહ તઆલા તેની મારફતે કાફેરોના પગ ડગાવી દેશે.

**સુરએ આદેયાત :** જે માણસ સ્વપ્નમાં આ સુરહ પઢશે અલ્લાહ તઆલા તેને સારી જાતના અશ્વ (ઘોડા) ભેટ આપશે જેનાથી તે લાભ ઉઠાવશે.

**સુરએ કારેઆહ :** જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી અલ્લાહ તઆલા તેની પર હેઝગારી (અલ્લાહ તઆલાના આદેશોનું પાલન કરવું અને ગુનાહોથી બચવું) તથા તેની ઇબાદતના લીધે તેની આબરૂ વધારશે.

**સુરએ મકાબિર :** જે માણસે સ્વપ્નમાં આ સુરહ પઢી તો તે દુન્યાનો માલ એકઠો કરશે નહીં અને સંત-મહાપુરૂષ અને ઈબાદત કરનાર થઈ જશે.

**સુરએ અસ્ર :** જે માણસ સ્વપ્નમાં આ સુરહની

તિલાવત કરશે તેને સબર તથા ધૈર્યની પ્રેરણા મળશે અને સત્ય ઉપર સહાયતા મળશે.

**સુરએ હુમઝા** : જે માણસ સ્વપ્નમાં આ સુરહ પઢશે તે માલ એકત્ર કરશે અને સારા કામોમાં વાપરશે.

**સુરએ ફીલ** : જે માણસ સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરશે તેને તેના દુશમનો ઉપર તેની (આ સુરહની) મદદ મળશે. અને તેના ઘણાં જ ઈસ્લામી વિજયો થશે.

**સુરએ કુરેશ** : જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તો તે નિરાધારોને ખાણું ખવડાવશે તથા અલ્લાહુતઆલા તેના હાથ ઉપર મુસલમાનોના દિલોને અરસપરસ મેળવી દેશે.

**સુરએ માઉન** : જે માણસ સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરશે તે પોતાના વિરોધીઓ તથા શત્રુઓ ઉપર વિજયી થશે.

**સુરએ કવસર** : જે માણસ સ્વપ્નમાં આ સુરહ પઢશે. બન્ને લોક (દુન્યા તથા આકેબત) માં તેના માટે શ્રેષ્ઠતા છે.

**સુરએ કાફેરૂન** : જે માણસ સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરશે, કાફિરો સાથે તેને જીહાદની પ્રેરણા મળશે. ( જીહાદ એટલે ધર્મયુદ્ધ ).

**સુરએ નસ્ર** : જે માણસ સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરશે, અલ્લાહ તઆલા તેને તેના શત્રુઓ ઉપર મદદ કરશે. ઉપરાંત આ સુરહ પઢનાર માટે વહેલી તકે મૃત્યુનો સંકેત છે, કારણ કે આ સુરહ હઝરત રસુલે ખુદા

સલલલ્લાહો અલયહે વસલ્લમ માટે અસાધારણ થઈ હતી, (અર્થાત આ સુરહ ઉતર્યા પછી જ આપ જન્નતનશીન થયા હતા.) એક માણસે ઇબને સીરીનને કહ્યું કે મેં સ્વપ્ન જોયું છે, એવું કે જાણે હું આ સુરહની તિલાવત કરી રહ્યો છું—ત્યારે હઝરતે ફરમાવ્યું કે તને વસીય્યત કરી લેવી જોઈએ. મૃત્યુ તારી નિકટ આવી ગયું છે. તેણે અરજ કરી, આ કઇ રીતે ? ત્યારે આપે ફરમાવ્યું કે, એ કારણે કે આ અંતિમ સુરહ છે જે હઝરત રસુલે ખુદા સલલલ્લાહો અલયહે વ સલ્લમ ઉપર આકાશથી ઉતરેલી છે.

**સુરએ લહબ (સુરએ મસદ) :** જે માણસ સ્વપ્નમાં આ સુરહ પઢશે તે પોતાના ધ્યેયમાં સફળ થશે, તે પોતાની અભિલાષા સુધી પહોંચી જશે અને તેનું વર્ણન ઉંચી પાયરીએ થશે, અને અલ્લાહ તઆલા એક છે એ માન્યતામાં તે દૃઢ હશે. તેના સંતાનો ઓછા હશે અને તેનું જીવન સુખદાયક વિતશે.

**સુરએ ઈખલાસ (સુરએ કુલ હુવલાહ) :** જે માણસ સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરશે તેને તોબા (પશ્ચાતાપ)ની પ્રેરણા મળશે, તેનું કોઈ બાળક જીવંત રહેશે નહીં કારણ કે આ સુરહમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "ન તેણે કોઇને જનમ આપ્યો અને ન તે કોઈથી જનમ્યો, ન તેના જેવો અન્ય કોઈ છે. કેટલાક આલેમો ફરમાવે છે જેણે સ્વપ્નમાં આ સુરહની તિલાવત કરી તેની તાબીર એ છે કે

તે અલ્લાહુ તઆલાના એકેશ્વરમાં દઢ હશે, તે એક છે, એક જ છે, એ માન્યતામાં મક્કમ હશે. આ સુરહુ પઢનારના પુત્રનો ત્યાં સુધી મૃત્યુ થશે નહીં જ્યાં સુધી તે પોતાના સર્વ કુટુંબને દફન નહીં કરી દે. અને તે એકલો મરશે.

**સુરએ ફલક :** જેણે સ્વપ્નમાં આ સુરહુ પઢી તે નરસા કામોથી દુર રહેશે અને દુષ્ટ કામોથી બચશે.

**સુરએ નાસ :** જેણે સ્વપ્નમાં આ સુરહુની તિલાવત કરી તે બલાઓથી બચેલો રહેશે અને શયતાન મરદુદથી અલ્લાહની પનાહ (આશ્રય)માં રહેશે (અને હવે તે સૌ વાતો અંતિમ થઈ ગઈ. જે હઝરત ઈમામ મોહંમદ ઈબ્ને સીરીન રહમહુમુલ્લાહોથી સત્ય રિવાયતની મારફતે કહેવાયલી મળી છે)

વસલલ્લાહો અલા સઈયેદેના મોહંમદિવ વ અલા આલેહી વ સલ્લમ.

— સમાપ્ત

